દ્વિવિધ વાર્તિક સદ્બોધ ગ્રંથમાળા સીરીઝ ૧ લી.

રા:—નિતિજ્ઞ

# સ્હેલી-પાંચ વાર્ત્તાઓ.


અનુવાદક અને પ્રકાશકઃ

ગોર અંબાલાલ છગનલાલ ખ્હેરા.

શીકા-( સ્ટેટ ઇડર મહીકાંઠા. )



વિક્રમ. સં ૧૯૭૯. પ્રત ૧૧૦૦ ખ્રિસ્તાબ્દ ૧૯૨.




કિંમત } ગ્રાહકો માટે પાંચ આના.
છુટક નકલના છ આના.

# વિનંતિ પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ સીરીઝોમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, અને બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ ગૃહસ્થો ! હું લેખક તદ્દન બ્હેરો છું તે આપ સર્વેને વિદીત છે તેમજ ગુર્જર ભૂમિ ઉપર બ્હેરા લેખકોને મુખ્ય આધાર, ઉદાર ગૃહસ્થો, અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે.

વાંચન, અને તે કેવું હોવું જોઇયે ! એ દરેક બંધુઓ અજ્ઞાત નહિ હોય, છતાં આ સીરીઝો સારા લેખો ઉપરથી આધાર કરી જાતે લખી છપાવી અને જાતેજ વેચું છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

વિનંતી કે મારા બ્હેરા થયા બાદ મારા હિતચિંતકોના તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા, દર્શિત છે. તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ, આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૯.
વસંત પંચમિ.
અમદાવાદ.

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ
વડગામ (મહિકાંઠા)

# વસ્તુ સૂચન.



ક્ષિણ દેશમાં માહલારોપ્ય નામનું એક નગર હતું. ત્યાં અનેક ગુણોથી સંપન્ન અમરશક્તિ નામનો રાજા રાજ્ય કરતો હતો. ત્હેને બહુશક્તિ, ઉગ્રશક્તિ, અને અનંતશક્તિ નામના ત્રણ પુત્રો હતા તેઓ શાસ્ત્રનું અધ્યયન કરતા નહોતા એકારણથી;—

એક વખતે રાજાએ મંત્રીઓને કહ્યુંઃ કે મ્હારા આ પુત્રો. શાસ્ત્ર [illegible]ખ અને વિવેક રહીત છે. જો કે મારૂં રાજ્ય મોટું છે તો [illegible]નને એ કારણથી લગાર પણ સુખ નથી. હવે તમો કાંઇ એ[illegible] ઉપાય કરો કે; જેનાથી તેઓની બુદ્ધિમાં વિકાસ ઉત્પન્ન થાય.

એપછી સુમતિ નામનો મંત્રી બોલ્યો કે મહારાજ ! અહીંયાં સર્વે શાસ્ત્રાનો જ્ઞાતા વિષ્ણુ શર્મા નામનો એક બ્રાહ્મણ છે અને વિદ્યાર્થી વર્ગમાં તેની આબરૂ ખ્યાતી એટલી બધી છે કે તેને બૃહસ્પતિ તુલ્ય માનવામાં આવે છે. આપ રાજપુત્રોને ત્હેની પાસે મોકલો. તેના ઉપદેશથી થોડાજ વખતમાં એ રાજકુમારો જરૂર [illegible] થઇ જશે.

રાજાએ વિષ્ણુશર્માને બોલાવીને કહ્યું, ભગવન્ મારા આ ત્રણ મૂર્ખ અને ઘણા દોષોથી યુક્ત છે. આપ એવો ઉપાય કરો કે તેઓ શાસ્ત્રના જાણકાર થઇ જાય.

એ પંડીતે રાજાને કહ્યું—મહારાજ ? મારૂં સત્ય વચન સાંભળો કે આ રાજકુમારો મોટા કુળમાં ઉત્પન્ન થયેલા છે. તો કેમ તેઓ શાસ્ત્રજ્ઞ નહી થાય ?

"કેમકે એવા મોટા કુળમાં કદી પણ નિર્ગુણી સંતાનો પેદા થતાંજ નથી. પદ્મરાગની ખાણમાંથી કયાં સીસું ઉત્પન્ન થાય છે ?"

એ રાજકુમારો મારા ઉપદેશથી છ માસમાં વિદ્વાન થઇ જશે. અને એમ ન થાય તો મારૂં નામ અને સર્વ શાસ્ત્રોનું અધ્યયન નકામું જાણવું.

પંડીતજીના આવા વચનથી રાજાએ એક ક્ષણવારમાં તે ત્રણે રાજકુમારો—તેઓને સોંપી દીધા અને તેમને ભણાવવા માટે વિષ્ણુ શર્માએ "પંચ તંત્ર" નામનો નિતિગ્રંથ બનાવ્યો.

અને તે રાજકુમારો એ પંડિતના મ્હોડેથી દરરોજ એ ગ્રંથને આનંદપૂર્વક સાંભળતા. અને થોડાજ વખતમાં તો તેઓ વિદ્વાન થઇ ગયા.

એ વખતે આ પૃથ્વિપરના બાળકોને માટે બુદ્ધિનો વિકાસ કરવાને માટે પંચતંત્ર ભણાવવા આવતું. હવે એ બાબતે વધારે કહેવાની જરૂર શી છે ?

"જે આ નિતિશાસ્ત્રનું દરરોજ અધ્યયન કરે છે. સાંભળે ત્યારે ઈન્દ્ર પણ ત્હેનો તિરસ્કાર કરી શકતો નથી." ॥ ૨ ॥

# પહેલું તંત્ર.

દક્ષિણમાં મહિલારોપ્ય નામનું એક નગર હતું; ત્યાં વર્ધમાન નામનો એક મોટો ધનવાન વેપારી વાણીઆઓનો શેઠ રહેતો હતો.

કોઇક સમયે ત્હેણે વિચાર કર્યો–ઘણું દ્રવ્ય હોય છતાં પણ માણસોએ ધન મેળવવાનો પ્રયત્ન કરવોજ જોઇયે. અને ત્હેને માટે કંઇક પણ કામ તો કરવુંજ જોઇયે.

'કે જે માણસની પાસે ધન છે જેને મીત્રો અને નોકર ચાકર છે તે માણસ આ લોકમાં સુખી અને પંડિત સમજવામાં આવે છે. ।। ૧ ।।

એ વિદ્યા વિદ્યા નથી કે, એ દાન દાન નથી, કે એ કારીગારી કારીગીરી નથી, કે એ કળા કળા નથી કે; એ ધનનો ઉપયોગ તે ઉપયોગ નથી કે જેની પ્રસંશા માગવાવાળા ન કરતા હોય ।। ૨ ।।

માણસોએ ધનને છ ઉપાયથી મેળવે છે. એક તો ભીક્ષા, રાજાની સેવા, ખેતી, વિદ્યા, લેણદેણ, અને વ્યાપાર એમ છ પ્રકારે મેળવી શકાય છે. ત્હેણે વિચાર કર્યો કે છેલ્લા ઉપાયથી ધન મેળવવું તે ઉત્તમ છે. એ પછી સારૂં મહુર્ત જોઇને–સગાઓની આજ્ઞા લઇને તે વાણીઓ સુંદર રથ ઉપર સ્વાર થઇને મથુરાંની તરફ રવાના થયો.

ત્હેની પાસ સંજીવક અને નંદક નામના બે બળદ હતા. જે પોતાના ઘરમાંજ ઉછેરેલા હતા. તેમાંના સંજીવક યમૂનાને કીનારે

ઉતર્યો. ત્યાં તેનો એક પગ તુટી ગયો એટલે વર્ધમાને વિચાર કર્યો.

"જે બુદ્ધિમાન છે તે થોડાને માટે સર્વનો નાશ નથી કરતો. ભલે થોડું હોય તો પણ તેની સારી રીતે રક્ષા કરે તેને બુદ્ધિમાન જાણવો. ॥ ૩ ॥

સંજીવકને ત્યાં છોડીને તે વાણીઓ પોતાના ઘર તરફ રવાના થયો

આયુષ્ય વધવાના કારણથી અને જમનાજીના ચોખ્ખા જળથી તેમજ ઠંડા પવનની હ્હેજતથી તે બળદ પાછો સ્વસ્થ થયો. અને કોઇક પ્રકારે તે યમુનાજીને કીનારે પહોંચ્યો. ત્યાં નીલમ સમાન હરીયાળું મુલાયમ ઘાસ ખાવાથી થોડા દીવસોમાં તે શિવવાહન સમાન જાડા દેહથી ઢંકાયલ તે બળદ બળવાન થઈ ગયો.

કોઇક વખતે વનનો રાજા પિંગળક નામનો સિંહ તરસથી વ્યાકુળ થઇને જળ પીવાને માટે જમનાજીને કીનારે આવ્યો. તેણે દૂર ઉભેલા સંજીવકને ગંભીર અવાજ કરતા સાંભળ્યો. હૃદયમાં વ્યાકુળ થઇને જળ પીધા વગર તે સિંહ પોતાના સ્થાન પર પાછો ગયો

તે સિંહને ત્યાં કરટક અને દમનક નામના બે મંત્રીઓ હતા તેઓને તે પોતાની વિતેલી હકીકત જણાઇ એટલે દમનક બોલ્યો.

અહો મિત્ર કરટક ? એ આપણો સ્વામિ પિંગળક જળ પીવાને માટે જમનાજીને કીનારે ગયો. તો પણ એવું શું આશ્ચર્ય છે કે તરસ્યો છતાં જળ પાન કર્યા વગર પાછો આવ્યો ? અને ઘણોજ ગભરાયેલો જણાય છે ?

કરટક બોલ્યો;—મીત્ર દમનક ? એ બાબતનું આપણને શું પ્રયોજન ? ખાધા પછી વધેલા ભોજન પર શું આપણી ઇચ્છા થતી હશે ? આપણને ત્હેનું શું કારણ ? દમનક બોલ્યો;—"ત્યારે શું

ત્હમે કેવળ એકલ પેટાજ છો ? એ વ્યાજબી નથી. કરટકે ઉત્તર આપ્યો, આપણને એ વાતમાં લક્ષ્ય આપવાનો અધિકાર નથી. તો તે વાતની હકીકત મેળવવાનું પ્રયોજન શું છે ?

દમનક બોલ્યો;—મિત્ર એમ ના કહો. સ્વામીની સેવા કરવાનો સેવકને અધિકાર તો મળેલો જ છે. તો શું તે અધીકાર હીન્ન કહેવાય !

કરટક બોલ્યો;—હવે ત્હમો તે બાબતે શું કરશો ?

દમનક બોલ્યો—આજ આપણા સ્વામી ગભરાયલો છે. ત્હેનો ઉપાય શોધી કાઢવાનો પ્રયત્ન.

કરટક બોલ્યો;—આપ શી રીતે જાણો છો કે સ્વામિ ગભરાયલો છે ? તે બોલ્યો તેના આકાર અને ચેષ્ટાથી હવે જે પ્રકારે તે ભયરહિત થઇ જાય તેવો પ્રયત્ન કરીશ. એથી તે મારા આધીન થઇ જશે. એથી હું પણ તેનો મિત્ર થઇ જઇશ.

કરટક બોલ્યો;—જો આપ એમ કહો છો તો ઇશ્વર આપને તે કામમાં જશ અપાવે ઇચ્છાનુસાર કાર્ય કરો. એટલી વાત પછી દમનક—પિંગળક (સિંહ) ની પાસે ગયો અને નમસ્કાર કરીને બેઠો.

સિંહ બોલ્યો;—આપ કુશળપૂર્વક તો છોને ? કેમ ઘણા દિવસે આવ્યા છો ? દમનક બોલ્યો;—મહારાજને મારૂં કાંઇ કામ નહોતું તોપણ સમય જાણીને કહું છું. કેમકે રાજા લોક ઉત્તમ, મધ્યમ, અને નિચ સર્વને મળીને કામ લે છે. પિંગલક બોલ્યો;—કહો, ચાહે તો ત્હમે સમર્થ હોવ, ચાહે તો અસમર્થ હોવ પણ ત્હમો મારા જુના મંત્રીના પુત્ર છો એ માટે નિર્ભય થઇને જે કાંઇ ત્હમારા મનમાં હોય તે સર્વ કહો. દમનક બોલ્યો; મહારાજને કંઇ કહેવાનું

છે. પિંગલક બોલ્યો;—જે કાંઇ હોય તે કહો. ખુશીથી કહો, તે બોલ્યો;—મહારાજ ? બ્રહસ્પતિએ કહ્યુ છે કે રાજાઓને કામ. ચાહે તો ન્હાનુ હોય કે ચાહે તો મોટું હોય. તો પણ તે સભામાં કહેવું જોઇએ નહિ. ॥ ૪ ॥

એ માટે હું એકાંતમાં કહીશ જો મહારાજ સાંભળશે તોજ. પિંગળકની આજ્ઞાથી રાજ સેવકો દૂર થઇ ગયા ત્યારે દમનક બોલ્યો;– આપ જળપાન કરવાને માટે ગયા હતા. પરંતુ જળપાન કર્યા વગર કેમ પાછા ફર્યા ?

પિંગળક બોલ્યો;—અરે દમનક ? દૂર દૂર મોટો અવાજ થાય છે તે તું સમજે છે ? તે બોલ્યો;–સ્વામી સાંભળું તો છું. ત્યારે પિંગળક બોલ્યો–હું આ વનમાંથી દૂર ચાલ્યો જઇશ, દમનકે પૂછ્યું, કેમ ?

પિંગળક બોલ્યો—એટલે કે આ વનમાં કોઇ અદ્ભુત જીવ આવ્યો છે અને તેનો વિશાળ શબ્દ હું સાંભળું છું. ત્હેના શબ્દના પ્રમાણમાં ત્હેનું પરાક્રમ પણ હશે. દમનક બોલ્યો આપે માત્ર શબ્દ સાંભળતાંજ ડરી જવું એ ઉચીત નથી. આપના પૂર્વજોએ ભોગવેલા વનનો આપે અકસ્માત ત્યાગ ન કરવો. પિંગળક બોલ્યો. અરે જુઓ મારા સર્વ અનુચરો ભયથી વ્યાકુળ છે. તો હું કેવી રીતે ધૈર્ય ધારણ કરૂં ? તે બોલ્યો;—મહારાજ ? હું જ્યાં સુધી પાછો ન ફરૂં ત્યાં સુધી આપે અહીં રહેવું. એ પછી આપને ઉચીત જણાય તેમ કરવું. પિંગળક બોલ્યો–મિત્ર એમ છે તો જાઓ અને ઇશ્વર ત્હમને સફળતા આપશે. એ પછી દમનકે સિંહને નમસ્કાર કર્યો અને શબ્દની માહીતી મેળવવા નિકળ્યો.

દમનક–ડરતો ડરતો ત્યાં ગયો અને જોયું તો ત્યાં એક બળદનો

...છે-ઘણોજ પ્રસન્ન થયો અને સિંહની પાસે આવીને પ્રણામ કર્યા. સિંહ બોલ્યો-કેમ તમોએ તે જીવને જોયો? દમનક બોલ્યો આપની કૃપાથી મેં જોયો. સિંહ વિસ્મિત થઇને બોલ્યો શું એ વાત સત્ય છે? દમન બોલ્યો મહારાજની સામે શું હું જુઠું કહું છું? મેં ફક્ત જોયો તો નથી. પણ જો આપ કહો તો સેવક બનાવી દેઉં. પિંગળકે શ્વાસ ખેંચતાં કહ્યું. અરે શું તારામાં એટલી શક્તિ છે? દમનક બોલ્યો મહારાજ? બુદ્ધિમાનને માટે શું કઠીણ છે? સિંહ બોલ્યો જો એમ છે તો તને મંત્રી બનાવું છું. આજથી તમો પશુઓને જીવતદાન અને શિક્ષા આપી શકશો.

દમનક ઉતાવળો તે બળદની પાસે ગયો અને ઝપટાઇને બોલ્યો એ દુષ્ટ બળદ ચાલ. અમારા સ્વામી પિંગળકને તારૂં કામ છે. અહીં કેમ નિર્ભય થઇને વારંવાર ફોકટની ગર્જના કરે છે! સંજીવકે (બળદે) પૂછ્યું એ પિંગળક કોણ છે? દમનક બોલ્યો શું મહારાજ પિંગળકને પણ નથી જાણતો? થોડી વાર ઉભો રહે. પછી તું જાણીશ-તે વનનો રાજા સ્વામિ પિંગળક સર્વે પશુઓની સાથે પેલા વડવૃક્ષની નીચે ઉભો છે. આ વાત સાંભળી સંજીવક ભયથી વ્યાકુલ થઇને બોલ્યો, મિત્ર! તમારાં આચરણ ઘણાં સારાં છે અને તમે વાતચીતમાં પણ કુશળ છો. માટે જો તમો મને અવશ્ય ત્યાં લઇ જવાને માટે આવ્યા છો. તો મને અભયદાન અપાવવું જોઇએ. દમનક બોલ્યો તમે સત્ય કહો છો અને તે નિતિ છે. ઠીક જ્યાં સુધી હું સ્વામિની પાસેથી પાછો ન ફરૂં ત્યાં સુધી તમો અહીં બેસો.

હવે દમનક સિંહની પાસે ગયો અને બોલ્યો. સ્વામિ તે સાધારણ પશુ નથી. તે મહાદેવજીનું વાહન છે. તેને મહાદેવજીએ પ્રસન્ન

થઇને યમુનાજીને કીનારે ઘાસ ચરવાની આજ્ઞા આપી છે. તેણે મને કહ્યું છે કે મહાદેવજીએ પ્રસન્ન થઇને આ વન મને આનંદ કરવાને આપ્યું છે.

પિંગળક ભય સહીત કહેવા લાગ્યો. આપની સર્વ વાત હું સારી રીતે સમજી ગયો દેવતાઓના વરદાન વીના ઘાસભોજી પશુ. હીંસક પશુઓથી ભરેલા વનમાં નિર્ભય થઇને ચરે નહી–કે ગર્જના પણ કરે નહિ. એ પછી તમે શું કહ્યું ? દમનક બોલ્યો સ્વામિ મેં કહ્યું કે આ વન અમારા સ્વામિ પીંગળક દેવી વાહનના અધીકારમાં છે. આપ અહીં આવેલા અમારા પ્રિય અતિથી છો. એ માટે ત્યાં જઇને ભ્રાતૃ સ્નેહથી ભેગા બેસીને ભોજન કરો અને આનંદ કરો ત્યારે તેણે પણ આનંદથી કહ્યું:–"**एवमस्तु**" વળી તેણે એમ પણ કહ્યું કે તમારા સ્વામિથી અભયદાન અપાવો. હવે મહારાજ જેમ આપની ઇચ્છા હોય તેમ કરો.

ત્યારે પીંગળક બોલ્યો ?–સુમંત્રિ–શાબાશ શાબાશ. શ્રેષ્ટ મંત્રી તને ધન્યવાદ છે. જે મારા મનમાં હતું તેજ તારા મનમાં આવ્યું. હું તેને અભયદાન આપું છું. પરંતુ તું પણ મારા માટે તેની પાસેથી અભયદાન માગ અને તેને અહીં લઈ આવ. ત્યારે દમનકે પ્રસન્ન થઇને વિચાર કર્યો કે મારાથી અધીક કોઈ પણ ભાગ્યશાળી નથી. તે સંજીવકની પાસે ગયો અને બોલ્યો મિત્ર ? બ્હીશો નહીં. અમારા સ્વામિએ તમને અભયદાન આપ્યું છે. એ માટે નિર્ભય થઇને મારી સાથે ચાલો. કિન્તુ તમોએ મારી સાથે હળીમળીને રહેવું. તમારી મદદથી હું સર્વ રાજ્યનું કામ પ્રધાનપદમાં રહીને કરીશ. એથી આપણ બંને રાજ્યનું સુખ ભોગવીશું.

સંજીવક બોલ્યો "**एवमस्तु**" ઠીક છે. જેમ તમે કહેશો તેમ હું કરીશ. તેને લઇને દમનક સીંહની પાસે આવ્યો અને બોલ્યો દેવ ! સંજીવક આવ્યો છે. મહારાજ આ સમયે જેમ ઇચ્છા હોય તેમ કરો.

સંજીવકે આદરસહીત તેને પ્રણામ કર્યા અને સવિનય તેની સામે બેસી ગયો. એ પછી પીંગળકે તેને સન્માનપૂર્વક કહ્યું; પ્રિય અતિથી સ્વાગત છે. આપ કુશળપૂર્વક તો છોને ? આપ આ નિર્જન વનમાં કેવી રીતે આવ્યા ? તેણે પણ પોતાનો સર્વ વૃતાંત ચોખ્ખે ચોખ્ખો કહ્યો.

પીંગળકે તેને માનસહીત કહ્યું–" મિત્ર ડરશો નહિ. મને તમારો મિત્ર સમજો અને હમારા લોકોના રક્ષણ તળે રહીને ઇચ્છાપૂર્વક આ વનમાં વિહાર કરો " એ પછી તે સીંહ સર્વે પશુઓની સાથે યમૂનાજીના કીનારા પર ઉતર્યો અને ઇચ્છાપૂર્વક જળપાન કર્યું. વનમાં આવીને તેણે સંજીવકની સાથે ઉત્તમ વાતો કરી ને સુખથી પોતાનો વખત ગાળવા લાગ્યો.

સર્વે શાસ્ત્રો ભણાવીને બુદ્ધિમાન સંજીવકે થોડા દીવસમાં તો મૂર્ખ જંગલી પીંગળકને એવો બુદ્ધિવાન બનાવી દીધો કે તે જીવ હિંસા છોડીને ગૃહસ્થ ધર્મનું પાલન કરીને રહેતો હતો. વધારે શું કહેવું ? પીંગળક અને સંજીવક એકલા વાતચીત કરતા હતા અને બીજાં બધાં પશુઓ દુર બેસતાં હતાં અને દમનકથી પણ ત્યાં જઇ શકાતું નહોતું. સિંહે અહીંસાની દીક્ષા લીધી તેથી બીજાં હીંસક પશુઓને પણ ભૂખથી દુઃખી થઇને પોતાનો વખત વિતાડવો પડતો. સ્વામિના કૃપાપાત્ર અને ભૂખથી દુઃખી થયેલા કરટક અને દમનક બંને પોતપોતે વિચાર કરવા લાગ્યા.

દમન બોલ્યો—અહો ? મિત્ર કરટક ? આપણુલોક અધીકાર રહીત થઇ ગયા છીએ. આ આગણો સ્વામિ પીંગળક ( સિંહ ). સંજીવક ( બળદ ) માં અનુરક્ત થઇને પોતાના કર્મથી પણ વિમૂખ થઇ ગયો છે. જુઓ સર્વે અનુચરોએ તેને છોડી દીધો છે. આ વખતે આપણું કર્તવ્ય શું છે ?

કરટક બોલ્યો—જો કે હમણા આપણો સ્વામિ તમારી વાત સાંભળતો નથી. તો પણ આપણા કર્તવ્યનું પાલન તો આપણે કરવું જોઇએ.

તમો તે બળદને સિંહની પાસે લાવ્યા છો. તમે પોતાના હાથે આગ લગાડી છે. દમનક બોલ્યો-મીત્ર ? સાચું છે. એ મારોજ દોષ છે. એમાં સ્વામિનો દોષ નથી.

કરટક બોલ્યો—આ વખત તમારૂં શું કતવ્ય છે. તેનો વિચાર કર્યો ? દમનક બોલ્યો-મિત્ર ? ધીરજ રાખો. આપાત્ત કાળે ગભરાવું નહો. એ સુજ્ઞ પુરૂષનું કર્તવ્ય છે. એ માટે એવો ઉપાય કરવો જોઇયે કે સ્વામિનો સંજીવકથી અણબનાવ થઇ જાય. એ વિના પ્રપંચીક માયામાંથી છુટી શકાતું નથી. એ માટે હું દગલબાજીથી તે બળદને સ્વામિથી દુર કરી દઇશ. કરટક બોલ્યો-મિત્ર જો પિંગળક અથવા સંજીવક તમારી માયા પ્રપંચને જાણી લેશે તો જરૂર મોટો અનર્થ થશે,

દમનક બોલ્યો—મિત્ર ? એવું નહીજ બને. ગૂઢબુદ્ધિથી એવા પ્રકારનું કામ કરીશ કે, બંને ન જાણે તેમ જુદજુદા થઇ જાય.

ત્યારે કરટકે કહ્યું—મિત્ર ? ઠીક છે. કીન્તુ મને ઘણોજ ભય છે. કેમકે સંજીવક બુદ્ધિમાન છે અને પિંગળક ભયંકર છે. હવે તમો ચતુર છો તો પણ તમારી પિંગળકથી સંજીવકને દુર કરવાની શકિત નથી.

દમનક બોલ્યો—ભાઇ? નિર્બળ પણ વખતે સબળ થઇ જાય છે. કહ્યું છે કે ઉપાયથી જે કામ થઇ જાય છે. તે પરાક્રમથી થઇ શકતું નથી. કાગડાએ સોનાનો દોરો ચોરી લાવીને કાળા સાંપને મારી નંખાવ્યો.

કરટક બોલ્યો—એ કેમ બન્યું? ત્યારે તે બોલ્યો:—

## કાગડો અને કાળો સાપ.



ઇક પ્રદેશમાં એક વડવૃક્ષ હતું, તેના ઉપર કાગડાનું એક જોડું રહેતું હતું. એક કાળો સાપ પોતાના દર-માંથી નીકળીને સદાય તેના બચ્ચાંને ખાઇ જતો હતો તે બને જણ દુ:ખી થઇને પોતાના પ્રિય મિત્ર શિયાળની પાસે ગયાં અને બોલ્યાં અહો મિત્ર? અમારે આ વખતે શું કરવું? એ દુષ્ટ સાપ વૃક્ષના થડમાંથી નીકળીને અમારા બચ્ચાને ખાઇ જાય છે. એ માટે અમારાં બચ્ચાંની રક્ષાનો કંઇક ઉપાય બનાવો.

તે શિયાળ બોલ્યો;—તમો તેને માટે કંઇ ગભરાશો નહિ એ લોભીને મારવાને માટે ઘણોજ સ્હેલો ઉપાય છે. કાગડી બોલી; કહો એ દુશ્મનને મારવાનો શો ઉપાય છે? શિયાળ બોલ્યો;- તમે રાજાના નગરમાં જાઓ. અને ત્યાંથી કોઇ વસ્ત્ર અગર સોનાનો હાર ચોરી લાવો. અને એ દુષ્ટના દરમાં તેને ફેંકી દો. અને તે હારને જે લેવા આવશે તે અવશ્ય તેને મારી નાખશે.

એના ઉપદેશથી કાગડાએ રાજભુવનમાં જઇને સોનાની સાંકળી ચોરી. ત્યારે દાસીઓ અને રાજમહેલના રક્ષકોએ તેની પુંઠ પકડી.

એટલામાં કાગડાએ પણ તે સોનાની સાંકળીને તે સાપના દરમાં ફેંકી દીધી. અને પોતે દૂર જઇને બેઠો.

રાજાના સેવકો તે વૃક્ષ ઉપર રહડયા. ત્યારે તેઓએ તે દર ( સાપનુ રહેઠાણુ ) જોયું. જ્યાં ફેંણુવાળો કાળો સાપ નજરે પડયો. અને સોનાની સાંકળી પણ ત્યાં પડેલી જોઇ એટલે તેઓએ લાકડીના ઝપાટાથી તે સાપને મારી નાખ્યો. અને કાગડાનું જોડું ત્યાં સુખ ચેનથી રહેવા લાગ્યું:—

એ માટે હું કહું છું કે ઉપાયથીજ જે તે કામ થાય છે એ માટે બુદ્ધિમાનોને તે વાત કાંઇ અસાધ્ય નથી. કેમકે બુદ્ધિમાનની પાસે જે બળ છે. તે મૂર્ખમાં નથી. જુઓ કે-લુચ્ચી લોંકડીએ મદોન્મત સિંહને મારી નાખ્યો.

કરટક બોલ્યો,—એ કેમ બન્યુ ? ત્યારે તે બોલ્યો.

## સિંહ અને લોંકડી.



કોઇ વનમાં ભાસુરક નામનો સિંહ રહેતો હતો, તે ઘણોજ બળવાન હતો એટલે તે દરરોજ પશુઓને મારી નાખતો.

એક વખતે વનમાં રહેવાવાળા સર્વ જીવો મળીને તેની પાસે ગયા. અને બોલ્યા. હે સ્વામિન્ એ સર્વ પશુઓને મારવાથી શું ? એક સાથે આપની તૃપ્તિ થઇ જાય છે ! માટે જો અમારી સાથે નિયમ કરો તો. આપના ભોજનને માટે આજથી એક એક પશુ આવશે. અને આપને ભોજન કલેશ-કંકાસ વગર મળી જશે. અને

અમારા સર્વેનો નાશ પણ થશે નહી. એ માટે આપ રાજધર્મનુ-પાલન કરો. ત્યારે સિંહ બોલ્યો. તમે લોક સાચુ કહો છો. પરંતુ દરરોજ એક એક પશુ નહિ આવે તો સર્વને એકે સાથે ખાઇ જઇશ.

એવી રીતે તે નિર્ભય થઇને ધુમતો હતો. દરરોજ એક જાનવર તેની પાસે જતું. ગમે તો ધરડુ કે ગમે તો જુવાન હોય. ગમે તો સોકગ્રસ્ત હોય કે ગમે તો પુત્ર અને સંતાનના નાશથી ભયભીત હોય. તેમાં એક તેના ભોજનને માટે દરરોજ બપોરના ત્યાં મોકલવામાં આવતું.

કોઇકિ વખતે એક લોંકડીનો વારો આવ્યો. સર્વે જાનવરોએ મોકલેલી તે લોંકડી ધીમે ધીમે ચાલવા લાગી. તેણીએ રસ્તામાં સિંહને મારવાનો ઉપાય શોધી કાઢયો તેથી મોડું થયું. એમ તેને મોડું થયું તેથી છેવટે ત્રીજે પહોરે ભાસુરકની પાસે ગઇ.

સિંહ પણ મોડુ થવાના કારણથી ક્ષુધાપીડીત ગુસ્સામાં વિચાર કરવા લાગ્યો. કાલ સ્હવારેજ આ વનને જીવરહીત કરી દઇશ. એટલામાંજ લોંકડી ધીરે ધીરે આવી. ત્યારે ક્રોધથી લાલ લાલ આંખો કહાડીને ભાસુરક તેને ધમકાવવા લાગ્યો. અને કહ્યું. નિચ લોંકડી ? એકતો તું ન્હાની છે. અને વળી આટલી બધી મોડી આવી ? ઠીક ? આ ત્હારા ગુન્હાને માટે પહેલાં તને ખાઉ—અને પછી આવતી સ્હવારે હું સર્વ જીવોનો નાશ કરીશ.

તે બુદ્ધિમાન લોંકડી સવિનય બોલી. હે સ્વામિન્, એમાં ન તો મારો અપરાધ છે—અથવા નહીતો બીજા જીવોનો. માટે આપ આજ્ઞા આપો તો ત્હેનું કારણ કહું. સિંહ બોલ્યો. જ્યાં સુધી તું મારા દાંતાના વચમાં—નહિ આવે ત્યાં સુધી તું સાચું પણ બોલવાની

નથી. હવે ત્હારી વાત જલદી કહે,-લોંકડી બોલી. હે સ્વામિન્ આજ મારી વારી છે. પરંતુ હું ન્હાની છું તેથી સર્વે જીવોએ મળીને બીજી પાંચ લોંકડીઓને મારી સાથે મોકલી હતી જ્યારે હું તેઓની સાથે આવતી હતી ત્યારે એક બીજો સિંહ કૂવામાંથી નિકળીને બોલ્યો. તમે સર્વ ક્યાં જાઓ છો ? તમે તમારા ઇષ્ટ દેવનું સ્મરણ કરો

ત્યારે હું બોલી:-પ્રતિજ્ઞા અનુસાર અમે સર્વે મહારાજ ભાસુરકની પાસે. તેઓના ભોજનને માટે જઇયે છીએ. ત્યારે તે બોલ્યો. જો એમ છે. તો આ વન મારૂં છે. પ્રતિજ્ઞા અનુસાર સર્વ પશુઓ મારી આજ્ઞા પ્રમાણે ચાલે એ ભાસુરક ચોર છે. જો કે તે રાજા છે તો ભલે પરંતુ પાંચ લોંકડીઓને અહીં મૂકી જાઓ. અને તમે તેનેજ અહીં બોલાવી લાવો. અમારા બંનેમાં વાદવિવાદમાં જે પરાક્રમી હોય તે આ જીવોનું ભક્ષણ કરે. મહારાજ ! એ માટે હું આપની પાસે એકલી આવી એજ મને મોડેથી આવવાનુ કારણ છે. હવે આપની જેમ મરજી હોય તેમ કરો.

ત્યારે ભાસુરક બોલ્યો.-મિત્ર ! જો એમ છે તો જલદી મને ત્યાં લઇને ચાલો. કે હું મારો ક્રોધ તેના ઉપર પુરો કરૂં. લોંકડી બોલી;-આપ પધારો. ત્યારે તે લોંકડી આગળ ચાલી. અને સિંહ તેની પાછળ પાછળ ચાલ્યો. તે તેને એક કુવાની પાસે લાવી અને બોલી. હે મહારાજ ? આપના પ્રતાપથી આપની સામે કોણ ઉભો રહે ? દૂરથી આપને જોઇને એ ચોર સિંહ-પાણીમાં સંતાઇ ગયો. આવો તેને જુઓ.

ભાસુરક બોલ્યો-હું આવું છું. તેનું રહેઠાણ ક્યાં છે. લોંકડી બોલી-મહારાજ આ એનુ રહેઠાણ છે.

તે મૂર્ખ સિંહ પોતાના પ્રતિબિંબને કુવામાં જોયું. તેને બીજો સિંહ જાણીને જોરથી ગર્જના કરી. ત્હેનો પડઘો (પ્રતિધ્વની) તે કુવામાંથી બેવણો અવાજ થયો. તેણે તે અવાજને-બીજા સિંહની ગર્જના જાણી અને ત્યાં ઘણો ક્રોધાયમાન થઇને. તે સિંહ કૂવામાં કૂદી પડયો. અને મરી ગયો.

એ માટે હું કહું છું કે તેનામાં (બળદનામાં) બુદ્ધિ ઘણી છે તે ખરૂ. પણ જો તમો કહો તો હું ત્યાં જાઉ. અને એવી બુદ્ધિથી કામ કરીશ કે એમાં સંશય ઉત્પન્ન થશે નહી. કરટક બોલ્યો. મિત્ર એમ છે તો ભલે જાઓ ઇશ્વર તમને સફળતા આપશે. આપની જેવી ઇચ્છા હોય તેમ કરો.

દૈવયોગથી દમનક પીંગળકને એકલો જોયો. અને તેની પાસે ગયો. અને પ્રણામ કરીને બેઠો. સિંહે પૂછયું કેમ? ઘણા દીવસે તમો દેખાયા! દમનકે ઉત્તર આપ્યો. મહારાજનું અમારે ગરીબોને કંઇ કામ નહોતું. એ કારણથી હું આટલા દીવસોથી અહીં આવ્યો નહોતો કે જેમ જેમ હું જોઉ છું તેમ તેમ મહારાજ આપનો પદભ્રષ્ટ થવાનો કે નાશનો સમય પાસે જણાવ છે. એ માટે હું ઘણો વ્યાકુળ થઇને આપની પાસે આવ્યો છું, કહેવત છે કે;-

∴ જેનું શુભ ચહાતા હોવ તો વગર પૂછે પણ વાત કરવી ભલે તે પ્રિય હોય કે અપ્રિય. શુભ હોય કે અશુભ.

ત્યારે પિંગળક બોલ્યો;-મિત્ર જે કાંઇ કહેવા ધારો છો તે કહો ત્યારે તે બોલ્યો-મહારાજ? સંજીવક આપના ઉપર દ્રેષબુદ્ધિ રાખે છે. તેણે મને વિશ્વાસુ ધારીને કહ્યું કે-હે દમનક? મેં આ પિંગળક (સિંહ) ની નિર્બળતા અને સબળતા જોઇ લીધી છે.

હવે તેને મારી નાખીને હું આ સર્વ વનચરોનો રાજા થવાનો છું. તું પણ મારો મંત્રી થઇશ.

પિંગળક આવું કઠણ વાકય સાંભળીને મૂર્છિત થઇ ગયો. કાંઇ બોલ્યો નહી ત્યારે દમનકે વિચાર કર્યો કે અમારા વનચરોના રાજા નો પ્રાણ જ્યારે-સંજીવક (બળદ) માં છે. ત્યારે મારે વધારે કહેવું શું ઉચીત છે? એટલામાં પિંગળક શુદ્ધિમાં આવ્યો અને બોલ્યો. દમનક!-સંજીવક મારો પ્રાણ સમાન પ્રિય મિત્ર છે. તે કેવી રીતે મારા પર દ્વેષબુદ્ધિ રાખી શકે? દમનક બોલ્યો. અહીં એ પ્રશ્ન નથી. તે તમારો મીત્ર છે કે નહીં?

પિંગળક બોલ્યો:—મિત્ર છે તેથીજ મારો તેના ઉપર ક્રોધ ઉત્પન્ન થતો નથી, દમનક બોલ્યો:-શા વિશેષ ગુણો છે, કે તમોએ મુર્ખ સંજીવકને તમારી પાસે રાખ્યો છો? આપ જાણો તો છો કે તે રૂષ્ટપુષ્ટ શરીરવાળો છે, એટલે વખતે તેની સ્હાયતાથી તમો દુશ્મનને જીતી શકશો; પરંતુ તે કાંઇ સાચું નથી જુઓ કે-આપના શત્રુઓ માંસ ખાવાવાળા છે; જ્યારે તે બળદ ઘાસપુરા ખાવાવાળો છે. એથી હું ધારૂં છું કે તેની સ્હાયતાથી શત્રુઓ ઉપર વિજય થાય એ આશા રાખશો નહી, માટે વખતે તે રૂષ્ટપુષ્ટ બળદ કંઇક દોષ લગાડીને આપને મારી નંખાવે માટે એના ઉપર વિશ્વાસ રાખવો ઉચીત નથી પિંગળક બોલ્યો:-મિત્ર એમ ન કહો તમારા કહેવાથીજ મેં તેને અભયેદાન આપ્યું ત્યારે હું કેવી રીતે તેનો નાશ કરૂં? એ સંજીવક સર્વ રીતે મારો મિત્ર છે. હું કોઇ રીતે તેના ઉપર ક્રોધાયમાન નથી. જુઓ વિષ વૃક્ષ પણ વધી જતાં તે કાપવામાં આવતું નથી. એ કારણથી ભલે તે દ્રોહબુદ્ધિ રાખે; પરંતુ હું તે વિરૂદ્ધમાં કામ કરીશ

નહિજ. દમનક બોલ્યોઃ—મહારાજ! એ રાજધર્મ નથી. જુઓ કે, દ્રોહ બુદ્ધિવાળાને ક્ષમા કરવી તેમાં શો લાભ? તેની સોબતથી તમોએ સર્વ રાજધર્મ છોડી દીધો. તેના પ્રભાવથી સર્વે અનુચરો વિરક્ત થઇને બીજી જગાએ ચાલ્યા ગયા. કેમકે સંજીવક ઘાસ ખાવા વાળો છે. અને આપ અને આપની પ્રજા માંસ ખાવાવાળી છે. એ માટે સર્વ પ્રકારે તેનો નાશ કરવો જોઇએ. હવે જો આપ તેનો નાશ નહી કરો તો તે આપને મારી નાખશે. કહ્યું છે કે—

જે આત્મિય જનોને છોડીને બહારનાઓ જોડે સંપ કરે છે તે શિયાળની પેઠે માર્યો જાય છે.

પિંગળક બોલ્યો તે કેમ બન્યું? ત્યારે દમનક બોલ્યો.

---

# ચંડરવ નામનો શિયાળ.




ઇ વનપ્રદેશમાં ચડરવ નામનો શિયાળ રહેતો હતો. એક વખતે તે ભૂખથી પિડીત થઇને નગરમાં ગયો તે નગરમાં રહેવાવાળા કુતરાઓએ તેનો પીછો પકડયો તેથી પ્રાણભયથી તે શિયાળ એક ધોબીના ઘરમા પેસી ગયો. ત્યાં ગળીના રંગથી ભરેલા એક કુંડામાં તે પડી ગયો. નિકળતાંજ તેના આખા શરીરનો રંગ નીલવર્ણો થઇ ગયો એ પછી કુતરાઓએ પણ જાણ્યું નહિ કે, તે શિયાળ છે તેઓ સૌ પોતપોતાનાં ઠેકાણે ચાલ્યા ગયા અને શિયાળ પણ નિર્ભય થઇને તે વનમાં ચાલ્યો ગયો.

જ્યારે તે વનમાં રહેવાવાળા સિંહ આદીક જાનવરોએ આ અપૂર્વ વિચિત્ર જીવને જોયો ત્યારે તેઓ પણ ભયથી દૂર દૂર ન્હાસવા લાગ્યા તેઓ સર્વે અંદર અંદર કહેવા લાગ્યા કે આ શું ચીજ છે. આ કેવું પુરૂષત્વ છે ? ચાલો એ માટે આપણ સર્વે બીજા વનમાં જઇએ. એ પછી ચંડરવ તેઓને ભયથી વ્યાકુળ થયેલાં જોઇને બોલ્યો હે પશુઓ ? તમે સરવે મારા દર્શન માત્રથી ગભરાઓ છો ગભરાશો નહી આજે બ્રહ્માએ મને કહ્યું છે કે, આ વનના પશુઓનો કોઇ રાજા નથી માટે હું તમને આજથી તે પશુઓના રાજા કરાવું છું. આજથી કકુદ્દ્રમ નામના પશુરાજ (ચંડરવ) તમે સર્વેના રાજા થાઓ. તેમની આજ્ઞાથી હું અહીં આવ્યો છું. એ માટે મારી છાયા નીચે તમે સર્વે પશુઓ રહો.

ત્યારે સિંહ આદીક સર્વે પશુઓ તેને ચારે તરફથી ઘેરી અને બોલ્યાઃ-મહારાજ આજ્ઞા આપો અમો શું કરીએ ? ત્યારે તેણે સિંહને મંત્રીપદ, વાઘને શયનગૃહ સાચવવાનું, ચીત્તાને પાન લાવવાનું અને વરૂને પોતાનો દરવાજો સાચવવાનું કામ સોંપ્યું અને જે પોતાની જાતનાં શિયાળ હતાં તેઓને તો વાત પણ કરતો નહોતો અને ગર્દન પકડીને બહાર કાઢી મૂકાવતો. રાજ્યનો કાર્યભાર એવો સરળ થતાં તે ચંડરવ (શિયાળ) સુખચેનથી વખત ગાળતો. સિંહ આદીક જાનવરો શિકાર કરીને લાવતાં તે સર્વે રાજધર્મ અનુસારે સૌને વહેંચી આપતો.

એક વખતે સભામાં બેઠેલા તે શિયાળે દુર ઉપર પોતાનાં શિયાળવાંને અવાજ કરતાં સાંભળ્યાં તેથી તે પણ ગદ્‌ગદીત અવાજે આંસુ ભરેલા નયનથી બોલી ઉઠયો અને પોતે પણ જોર જોરથી

બોલાવવા લાગ્યો તેનો શબ્દ સાંભળીને સિંહ આદીક પ્રાણી સમજ્યાં કેઃ—એ શિયાળ છે. તેથી તેઓને ઘણી શરમ આવી અને તેઓ સર્વેએ થોડીવાર નિચું જોયું અને સૌ અંદર અંદર કહેવા લાગ્યા કેઃ- આ લુચા શિયાળે આપણુ લોકોને ઠગ્યા. ઠીક એ દુષ્ટને મારી નાખો. આ વાત સાંભળીને જ્યારે તે શિયાળ નાસવા લાગ્યો. ત્યારે સિંહે તેના ટુકડેટુકડા કરી નાખ્યા એ માટે હું કહું છું કે જે પોતાના આત્મિય જનોને છોડી દે છે. વિગેરે. વિગેરે. વિગેરે.

પિંગળક બોલ્યો—હું કેમ જાણું કે, તે મારાપર દ્વેષબુદ્ધિ રાખે છે? દમનક બોલ્યો આજેજ મને તેણે કહ્યું કે કાલે સવારે હું પિંગળકને મારી નાખીશ. એ સાચી વાત છે. કાલે સવારે આવતાંજ તે બળદ લાલ લાલ નેત્રોથી તમારા તરફ દ્રષ્ટિપાત કરશે તે સમયે આપને જેમ જણાય તેમ કરશો પછી તે સંજીવકની પાસે ગયો ત્યારે તે બળદે દમનકને ઉદાસીન મુખ અને મંદ ગતીથી આવતો જોયો અને કહ્યું. મિત્ર? પધારો. ઘણા દીવસે આપ જણાયા. આપ કુશળતો છો ને? અને કહ્યું કે આપ આવ્યા છો તો ભલે આવો. મિત્ર ફરજ તરીકે જે માગો તે આપીશ.

આ પૃથ્વી ઉપર તે લોકને ધન્ય છે કે જે વિવેકી છે. જે સભ્ય છે ને જેના ઘરમાં મિત્ર લોક કામકાજને માટે આવે જાય છે.

દમનક બોલ્યો, મહારાજ? સેવક લોક પણ વખત પ્રમાણે ચતુર હોય છે.

જે રાજસેવક છે. તેની સંપતી બીજાના સ્વાધીનમાં હોય છે અને ચિત્ત પણ સ્થિર હોતુ નથી અને તેના જીવનનો પણ વિશ્વાસ હોતો નથી.

મહાભારતમાં કહ્યું છે કે, એ પાંચ જીવતાં છતાં મરેલાં છે અને તે બરાબરજ છે. દરિદ્રી, રોગી, મૂર્ખ દેશમાં રહેવાવાળો અને જે હંમેશાં બીજાના સ્વાધિનમાં રહે છે.

લોકોમાં કહેવત છે કે ચાકરી તે કૂતરાની વૃત્તિ જેવી છે. કહ્યું છે કે કૂતરો પોતાની સ્વતંત્રતાથી ફરે છે. પરંતુ ચાકર તો બીજાની આજ્ઞાથીજ.

સંજીવક બોલ્યો. તમે શી વાત જાણો છો ?

તે બોલ્યો-મંત્રી પદને એ વાત યોગ્ય નથી કે જે પોતાના અધીકારીનો ભેદ ખુલ્લો કરે. તો પણ હું તમારા પ્રેમ પાસમાં બંધાયલો છું. એ વાત કાંઇ જેવી તેવી નથી. મેંજ પોતે વિશ્વાસ આપીને આપનો રાજકુળમાં પ્રવેશ કરાવ્યો છે. મિત્ર સાંભળો. પીંગળકના મનમાં તમારા ઉપર દ્વેષબુદ્ધિ ઉત્પન્ન થઇ છે. તેણે મને કહ્યું છે કે કાલે સવારે હું સંજીવકના માંસથી સર્વ પશુઆને તૃપ્ત કરીશ. મેં કહ્યું મહારાજ ? મિત્રને મારી નંખાવીને ભોજન મેળવવું તે ઉચીત નથી. ત્યારે તે પીંગળક ( સિંહ ) ક્રોધથી બોલ્યો-એ દુષ્ટ સંજીવક ઘાસ ખાવાવાળો છે. આપણુ લોક માંસ ખાવાવાળા છીએ. એ માટે આપણું સ્વાભાવિક વૈર તો છેજ. માટે શત્રુનાં વખાણ કેમ કરવાં ? એ માટે સર્વે રીતે તેને મારવો તે યોગ્યજ છે. એમાં કાંઇ દોશ નથી. જ્યારે મેં તેમનો આવો વિચાર જાણ્યો ત્યારે હું તમારી પાંસે આવ્યો છું. આ વખતે મારાપર વિશ્વાસઘાતનો દોષ લગાડશો નહિ. મેં તેની છાની વાત કહી દીધી. માટે આ વખતે જેમ આપને યોગ્ય જણાય તેમ કરો ?

સંજીવક આવાં વજ્ર સમાન કઠોર વચનો સાંભળીને મૂર્છીત થઇ

ગયો. શુદ્ધિમાં આવ્યા પછી વૈરાગ્ય સહીત તેણે કહ્યું.

વનવાસ સારો છે, ભીખ માંગવી તે સારી છે; બોજો ઉપાડીને જીવન નિર્વાહ કરવો તે પણ સારૂં છે. ગરીબાઇ સારી છે. પરંતુ મનુષ્ય જીવનનો આધાર બીજાના અધીકારમાં છે તે સારૂં નથી ॥૧૩॥

જે મૂર્ખ એમજ ધારે છે કે હું રાજાનો પ્રિય છું. પરંતુ તે સમજતો નથી કે હું શિંગડાં વગરના બળદ ના જેવો છું. ॥૧૪॥

એ માટે મેં ઘણુંજ ખરાબ કામ કર્યું કે એ પીંગળક (સીંહ) ની સાથે મેં મિત્રતા કરી. કહ્યું છે કેઃ—

જેની પાસે ધન સારૂં છે. જે કુળમાં ઉત્તમ છે. તેનીજ મિત્રતાઇ. તેની જોડે લગ્ન વ્યવહાર કરવો. નહિ કે બળવાને નિર્બળની દોસ્તી કરવી.

હવે આ વખતે જો હું તેની ખુશામદ ઉઠાવું તો પણ તે ખુશી થશે નહિ. કીંતું એમ પણ હું સારી રીતે જાણું છું કે મહારાજ પીંગળક મારા ઉપર પ્રસન્નતો છેજ પરંતું કોઇક દુષ્ટની દ્વેષબુદ્ધિથી મારા ઉપર તેઓ ક્રોધાયમાન થયા છે. એ કારણથી હું નિર્દોશ છું તો પણ તેઓ મને દોશીત સમજે છે. જ્યારે ગુણવાન લોકો આપણા સબંધી બને છે ત્યારે નિર્ગુણીઓનો કોઇ ભાવ પૂછતું નથી.

દમનક બોલ્યો—મિત્ર જો એમ વાત છે તો તમને કોઇ પ્રકારે ભય નથી. તમારી વાણી કુશળતાથી સ્વામી પ્રસન્ન થઇ જશે. સંજીવક જો કે દુષ્ટોએ તેઓને ક્રોધાયમાન બનાવી દીધા છે, બોલ્યો—તમોએ કહ્યું તે ઠીક નહી પણ ન્હાના શત્રુના સ્વાધીનમાં રહેવું તે પણ સારૂં નહી. કોઇક બીજા ઉપાયથી તેને જરૂર મારી

નાખીશું. એ માટે આ વખતે જેમ ઉચીત હોય તેમ ઉપાય કરો. હું તમોને મિત્ર ભાવથી પૂછું છું.

દમનક બોલ્યો—બીજા દેશમાં ચાલ્યા જવું તેજ ઉચીત છે. આવા હરામી શેઠની ચાકરી કરવી તે સારૂ નથી. સંજીવક બોલ્યો. જો કે માલીક આપણા ઉપર નારાજ છે. તો તેની પાસે રહેવું તે તે પણ ઉચીત નથી. બીજી જગાએ રહેવું. તેમાં પણ મને તો સુખ નથીજ. એ માટે યુદ્ધ સિવાય બીજો કોઇ પણ ઉપાય યોગ્ય નથી.

આ હકીકત સાંભળીને દમનક વિચારવા લાગ્યો કે આ દુષ્ટે (બળદે) યુદ્ધ કરવાનો વિચાર નક્કી કર્યો છે. માટે જો તેના તેજદાર શીંગડાંથી મહારાજ ઉપર આક્રમણ કરશે તો મોટો અનર્થ થશે માટે તેને કોઇ પણ રીતે બીજા દેશમાં ચાલ્યા જવાનો ઉપદેશ આપવો જોઇએ. તેથી તેણે કહ્યું મિત્ર ! તમો ઠીક કહો છો. હું જાણું તો છુંજ કે કોઇક વખતે શેઠ અને ચાકર વચ્ચે પણ ઝઘડા થાય છેજ.

પોતાનાથી જે નિર્બળ હોય તેની સાથે યુદ્ધ કરવું તે યોગ્ય નથી. સમાન બળવાળાની સાથે યુદ્ધ કરવું તે કોઇક કોઇક વખત ઠીક છે. ને આપણાથી બળવાનની સાથે યુદ્ધ કરવું તે પહેલાં મરવાનો નિશ્ચય કરીનેજ કરવું.

સંજીવકે પૂછયું—હું કેમ જાણું કે તે મારા ઉપર દ્વેષબુદ્ધિ રાખે છે ? તે વખતે તો તેઓ મારા ઉપર ઘણાજ પ્રેમભાવથી વર્તતા હતા અને મારા ઉપર ઘણીજ કૃપાદ્દષ્ટિ રાખતા હતા. હું તેમની મનોભાવના જાણતો નથીજ માટે કહો તો ખરા કે આ વખતે હું મારૂં રક્ષણ અને તેને મારવાનો શો ઉપાય કરૂં ?

દમનક બોલ્યો—મિત્ર તે હું કેમ કહું ? તમે જાણો તો હોજ. કે જેની આંખો લાલ લાલ થઇ જાય, હોઠ ફડફડતા હોય અને મોઢું ચઢેલું હોય તો સમજી લેવું કે તે આપણા ઉપર દ્વેષ-બુદ્ધિ રાખે છે. નહી તો તે આપણા ઉપર પ્રસન્નજ છે. એમ સમજી લેવું. હવે આપ મને રજા આપો કે હું ઘેર જઉં. હવે આપ પણ એવો ઉપાય કરો કે મિત્રામાં ભેદ ન હોય અને જો તમને યોગ્ય જણાય તો અર્ધી રાત્રે આ દેશ છોડીને ચાલ્યા જાઓ કેમકે–

માણસે પોતાના ભલાને માટે સગાંને છોડી દેવાં-તેમજ પોતાના ભલા માટે ગામનો ત્યાગ કરવો પડે તો તેમ પણ કરવું. અને છેવટે પોતાના રક્ષણને માટે દેશને પણ છોડી દેવો.

બળવાનની સાથે વિગ્રહ કરવો તે કરતા બીજા દેશમાં ચાલ્યા જવું ઉચીતજ છે. એ માટે સર્વ પ્રકારે આપને આ દેશનો ત્યાગ કરવો જાઇએ. અથવા આપના રક્ષણનો સારો ઉપાય કરવો જોઇએ.

સારૂ કે નરતું-જે થવાનું હોય તે-મનુષ્ય પ્રયત્નથીજ મેળવી શકે છે. છેવટે બળવાન ( યુક્તિબાજ ) લોકોએ ધર્મ અનુસારે કામ કરવું જોઇએ.

એટલો ઉપદેશ આપીને દમનક કરટકની પાસે ગયો કરટકે તેને પૂછ્યું. મિત્ર કહો તમે શું કર્યું ? દમનકે કહ્યું-ભાઇ ? મેં તે બન્ને છુટછુટા થઇ જાય તેવો પ્રયત્ન કર્યો છે અને તેનું ફળ પરમાત્માના હાથમાં છે. કરટક બોલ્યો-કહો કેવા પ્રકારે બન્નેમાં ભેદ ઉત્પન્ન થાય તેમ પ્રયત્ન કર્યો ? તે બોલ્યો-મિત્ર ? મેં એવી ચાલાકી વાપરી છે કે તે બન્નેમાં એવી દ્વેષબુદ્ધિ ઉત્પન્ન થશે કે તમો તેમને ફરીથી જોઇ શકશો નહિ.

કરટક બોલ્યો—તમે તે યોગ્ય કર્યું નથી તમોએ તે બન્ને સુખી મિત્રોને કોપસાગરમાં નાંખી દીધા છે. કહ્યું છે કે:—

જે પરસ્પર પ્રેમ રાખનાર સુખી જનોને દુઃખના રસ્તાપર લે, તેજ જન્મ જન્માન્તર દુઃખી રહે છે.

દમનક બોલ્યો—તમો નિતિશાસ્ત્રને બરાબર જાણતા નથી માટે તમો આડા આડા ફાટો છો. કહ્યું છે કે—

જે આપણો શત્રુ હોય અને રોગ પેદા કરવાવાળો હોય તેવાઓનો નાશનો ઉપાય ન કરીએ તો આગળ જતાં બળવાન થઇને મૃત્યુના મોઢે મુકે છે.

આપણને મંત્રી પદમાંથી પદ ભ્રષ્ટ કર્યા એ માટે તે આપણો મોટો શત્રુ છે. એ માટે મેં તેના વધનો ઉપાય કર્યો છે. તમારા સીવાય બીજો કોઇ પણ આ વાત જાણી શકે નહી. તેમ કરજો અને તેના માર્યા ગયા પછી આપણને ખૂબ ભોજન મળશે પહેલી વાતતો એ કે છે શત્રુનો નાશ થશે. બીજી વાત એ કે છે આપણને મંત્રી પદ મળશે. ત્રીજી વાત એ કે છે તેના માંસના ભોજનથી તૃપ્તિ થશે એમ થતાં મારા પર દોશ લગાડો તે યોગ્ય નહી.

દમનકના ચાલ્યા ગયા પછી સંજીવકે ( બળદે ) વિચાર કર્યો. મારે આ વખતે શું કરવું જોઇએ. કયાં જવું જોઇએ? કેવી રીતે શાંતિ મળે! શું પીંગળકની પાસે જવું જોઇએ? વખતે તેના શરણે જાઉંને મને મારી નાંખે વખતે બીજે ઠેકાણે જાઉં અને માંસ ભોગી જાનવરોના હાથમાં સપડાઇ જાઉં તો મારૂં મૃત્યુ થાય એ માટે સીંહના હાથે મરવું તે સારૂં છે.

તે ધીરે ધીરે લથડતો લથડતો સીંહદ્વારની આગળ ગયો દમનકે પહેલાં જેમ કહ્યું હતું તેમજ તેણે સીંહનો ચહેરો દીઠો તેને જોઇને તે વિસ્મય થયો. શરીરનું સર્વ પ્રકારે રક્ષણ કરતો તે બળદ

પ્રણામ કર્યા વગર દુર બેઠો. પીંગળક પણ પોતાનું અપમાન થયું એમ જાણીને ક્રોધમાં તેના ઉપર તુટી પડ્યો.

સંજીવકની પીઠ સીંહના પંઝાઓથી ઝખમી થઇ ગઇ. તેણે પોતાના શીંગડાઓથી તે સીંહનું પેટ ચીરી નાખ્યું. કોઇ પણ પ્રકારે તે પોતાનો બચાવ કરવાને તેણે પોતાનાં શીંગડા ફેલાવી દીધાં અને યુદ્ધને માટે તૈયાર થયો. સીંહ પણ તેને મારવાને હુમલો કરવા તૈયાર થયો. સંજીવક થોડી વાર સુધી તો પીંગળકની સાથે લઢયો તેજદાર પંજાઓથી ઘાયલ થઇને મરી ગયો અને જમીન ઉપર તુટી પડ્યો.

જ્યારે પિંગળકે તેને મરેલો જોયો ત્યારે તેના અનેક ગુણો યાદ આવતાં તેનુ હૃદય પિગળી ઉઠ્યું. દયાથી તે બોલ્યો. મેં પાપી એ ઘણુંજ ખરાબ કર્યું. કેમકે વિશ્વાસઘાતથી મોટું પાપ બીજુ કોઇ નથી, જે મિત્રદ્રોહી કૃતઘ્ન અને વિશ્વાસઘાતક છે. તે સદાય નરકમાં જાય છે ॥ ૨૧ ॥

હું હંમેશાં સભામાં તેની પ્રસંશા કરતો હતો. તે હવે તેની સામે શું કહું ?

દમનક ધીરે ધીરે તેની પાસે આવીને બોલ્યો-મહારાજ ? એ ઘણી કાયરતા કહેવાય. આપ, એ દ્વેષબુદ્ધિવાળા ઘાસભોજી આખલાને મારીને શોક કરો છો ? આપ જેવા રાજાઓને માટે એ કામ યોગ્ય નથી. કહ્યું છે કે-

પિતા, ભાઇ, પુત્ર, સ્ત્રિ અને મિત્ર, તેમનો પણ પ્રાણ લેવો પડે. એમ જણાય તો તેમાં પણ પાપ નથીજ. ॥ ૨૨ ॥

એમ દમનકના ઉપદેશથી સિંહે શોક છોડી દીધો. અને તેને મંત્રીપદ આપીને રાજ્ય કરવા લાગ્યો.

# બીજું—તંત્ર.



દક્ષિણ દેશમાં મહિલારોપ્ય નામનું એક નગર છે. તેની નજીકમાં એક મોટું વડલાનું ઝાડ હતું. તેમાં ઘણાં પક્ષીઓ રાત્રે રહેતાં હતાં તેમાં લઘુપતનક નામનો એક પોપટ ત્યાં રહેતો હતો.

એક વખતે ભોજન મેળવવાને માટે તે પોપટ નગર ભણી જતો હતો એવામાં હાથમાં જાળ લીધેલી છે. કાળા શરીરવાળો, લાંબા કેશવાળો, યમરાજના સેવક જેવો એક માણસને તેણે જોયો. તેને જોઇને તે વિચારવા લાગ્યો કે આ પાપી જરૂર મારા વડવૃક્ષ તરફ જાય છે માટે મને ખબર તો નથી પરંતુ વડલામાં રહેવાવાળાં પક્ષીઓનો તે નાશ કરશે. માટે પહેલાં હું તે પક્ષીઓને કહી દઉં.

તે પોપટ વડવૃક્ષની નજીક આવ્યો અને માંહે રહેવાવાળાં પક્ષીઓને કહેવા લાગ્યો. જુઓ પેલો પાપી શિકારી હાથમાં જાળ અને ચોખા લઇને આ તરફ આવે છે. કદી પણ ત્હેનો વિશ્વાસ કરશો નહી તે જાળ ફેલાવીને ચોખાના દાણાને વેરી મૂકશે માટે તમો સર્વે લોક તે ચોખાને વિખ સમાન જાણજો.

હવે તે શિકારી વડવૃક્ષની નિચે આવ્યો. અને તેણે જાળ પાથરી ચોખાને છૂટા છૂટા વેરીને ઝાડની ઓથે સંતાઇ ગયો. પરંતુ જે પક્ષીઓ ત્યાં હતાં તેમને લઘુપતનકે મનાઈ કરી હતી તેથી તે ચોખાઓને ઝેર સમાન સમજીને સંતાઈ ગયાં.

એ વખતે કબુતરોનો રાજા ચિત્રગ્રીવ ઘણાં કબુતરોને લઇને ત્યાં આવ્યો અને તેણે ચોખા જોયા. લઘુપતનકે તેને રોકયા છતાં પણ જીભની લાલચથી બીજાં કબુતરોને સાથે લઇને તે ત્યાં ઉતર્યો. અને જાળમાં ફસાઇ ગયો અને શિકારી લાકડી લઇને તેઓને મારવા દોડયો. એ વખતે ચિત્રગ્રીવે તે કબુતરોને કહ્યું. ગભરાશો નહિ કહ્યું છે કે, ઘણાં દુઃખો છતાં જેની બુદ્ધિ ગભરાતી નથી. તે પોતાનીજ બુદ્ધિથી દુઃખ મુક્ત થાય છે.

મોટા લોકો સુખ અને દુઃખ ઉભય સરખાંજ સમજે છે સુર્ય ઉદય થતાં પણ લાલ જણાય છે. અને અસ્ત થતાં પણ લાલ જણાય છે, એ માટે આપણ સર્વે એક સંપ કરીને આ જાળ લઇને ઉડી જઇએ તો અહીંથી છુટી જઇએ. ભય રાખશો તો ગભરાઇને નીચે પડી જતાં મરી જશો.

એ પછી સર્વેએ એકમત કર્યો અને જાળ લઇને આકાશમાં ઉડી ગયાં શિકારી ક્રોધીત થઇને તેઓની પાછળ દોડયો ઉંચે જોતો જોતો તે બોલ્યો;-(સંપ)

એ પક્ષીઓ જાળ લઇને સંપ કરીને ઉડી ગયાં હવે જો તેઓ ટંટો કલેશ કરશે તો જરૂર તેઓ પાછાં નિચે પડી જશે.

દ્રષ્ટિયો જાનવરો દુર થઇ જત ાંતે શિકારી પાછો ફર્યો અને ચિત્રગ્રીવ પણ તેને પાછો ગયેલો જાણીને બોલ્યો, ભાઇઓ ! એ દુષ્ટ શિકારી ચાલ્યો ગયો. માટે તમો સર્વે સ્વસ્થ થઇને માહલારોપ્ય નગરના ઇશાનકોણ તરફ ચાલો. ત્યાં મારા મિત્ર હિરણ્યક નામના ઉંદરની કૃપાથી/ આ જાળ કપાવી નાખીશું. તે સર્વે હિરણ્યકના દર તરફ ચાલ્યા.

અહીં હિરણ્યક પણ ભય અને શોકથી દરવાજા બંધ કરીને પોતાના દરમાં બેઠો હતો ચિત્રગ્રીવ દરની પાસે આવીને જોરથી બોલ્યો, અહો મિત્ર હિરણ્યક ? જલદી આવો, હું ઘણોજ દુઃખ સાગરમાં આવી પડ્યો છું. હિરણ્યક દરની અંદરજ રહીને બોલ્યો. આપ કોણ છો ? શું કામ છે ? શા પ્રકારે આપ દુઃખમાં આવી પડ્યા છો ? તે સર્વે કહો. ચિત્રગ્રીવ બોલ્યો. મિત્ર ? શું મારો અવાજ પણ ભૂલી ગયા ? હું તમારો પ્રિય મિત્ર કપોતરાજ ચિત્રગ્રીવ છું. એ માટે જલદી બહાર આવો, ઘણુંજ અગત્યનું કામ છે.

તે પ્રસન્ન થઇને જલદી બહાર આવ્યો અને બોલ્યો. હું ભાગ્યવાન છું. મારા પ્રિયમિત્ર ચિત્રગ્રીવ આવ્યા છે તેને સહપરિવાર જાળમાં ફસાયલો જોઇને હિરણ્યક બોલ્યો. આમ કેમ બન્યું ? ત્યારે ચિત્રગ્રીવ બોલ્યો. મિત્ર ? બીજી વાત શી કહું જીભની લાલચથી હું આ બંધનમાં પડ્યો છું, આ વખતે જલદી આ પાશમાંથી છુટા કરો, તે સાંભળીને હિરણ્યક બોલ્યો મિત્ર ? ત્હેનો અફસોસ ના કરો. કેમકે ભાગ્યના લેખ કોઇ મિથ્યા કરતું નથી. જુઓ;—

પક્ષી સો યોજન દૂરથી પણ પૃથ્વિપર પડેલા માંસને જુએ છે પરંતુ તે પોતાની પાસે પડેલી જાળને દૈવ આધીન થઇને જોતો નથી.

જ્યારે તે ચિત્રગ્રીવની જાળ કાપવાને તૈયાર થયો. ત્યારે તેણે કહ્યું. એ યોગ્ય નથી પહેલાં મારા સેવક વર્ગને જાળમાંથી મુક્ત કરો એ પછી મને મુક્ત કરો. એ વાત સાંભળીને હિરણ્યક ગુસ્સામાં આવીને બોલ્યો. એ વાત તમોએ યોગ્ય કહી નહિ કારણકે પહેલાં માલીકને છુટા કર્યા પછીજ સેવક વર્ગને, ત્યારે તે બોલ્યો; મિત્ર એમ ના કરો મારી પક્ષમાં રહેવાવાળા આ લોક પોતાના

કુટુંબિઓને છોડીને મારી સાથે આવ્યા છે તો હું તેઓને એટલો પણ આદરભાવ ન બતાવું તો મારા જીવીતને ધિક્કાર છે. જો મારી જાળ કાપતાં કાપતાં આપના દાંત તુટી જાય અગર તમો થાકી જાઓ તો બીચારા ગરીબ માણસો રખડી પડે માટે તમો પહેલાં તેઓને મૂકત કરો. ઉપર પ્રમાણે સાંભળીને હિરણ્યક પ્રસન્ન થઇને બોલ્યો;—અહો દયાધર્મવાળા પરોપકારી મિત્ર? તમો પોતાના આશ્રીતજનો ઉપર આટલો પ્રેમ રાખો છો. એ માટે તમો ત્રૈલોકયના અધીપતિ થવાને યોગ્ય છો, પરંતુ રાજધર્મ હું સારી રીતે જાણું છું ઠીક એ પછી ત્હેણે સર્વેના પાશબંધ તોડી નાખ્યા તેઓ સર્વે એ દિવસ ત્યાં રહ્યા અને બીજે દિવસે સુખપૂર્વક પોતાના ઘર તરફ રવાના થયા. હિરણ્યક પણ પોતાના દરમાં ઘુસી ગયો.

લઘુપતનકે (પોપટે) ચિત્રગ્રીવને બંધનમાંથી છૂટેલો જોયો ત્યારે અચંબો પામીને વિચાર કરવા લાગ્યો અરે આ હીરણ્યકની પાસે બુદ્ધિ શકિત અને કીલ્લો સામાન યથેચ્છ છે. તો તેની સાથે મિત્રતા કરવી તે ઉત્તમ છે.

એવો વિચાર કરીને તે વડવૃક્ષ ઉપરથી ઉતર્યો અને દરની પાસે આવીને બોલ્યો ભાઇ હિરણ્યક? આવો આવો? આ શબ્દ સાંભળીને હિરણ્યકે વિચાર કર્યો કે કોઇક કબુતર રહી ગયું છે. તેનું બંધન કાપવામાં આવ્યું નથી માટે મને બોલાવે છે તે બોલ્યો, આપ કોણ છો? તેણે જવાબ દીધો કે; હું લઘુપતનક નામનો પોપટ છું. એમ સાંભળીને દરમાં ઉંડે ઘુસતાં ઘુસતાં હિરણ્યકે કહ્યું. આ સ્થળમાંથી જલદી ચાલ્યા જાઓ. પોપટ બોલ્યો હું તમારી પાસે ઘણાજ જરૂરના કામ માટે આવ્યો છું ત્યારે મને કેમ મુલાકાત આપતા

નથી ? તેણે જવાબ આપ્યો તમને મળવાનું મને કશું પ્રયોજન નથી. તેણે કહ્યું કે:-મેં જોયું છે કે ચિત્રગ્રીવને તમોએ બંધન-માંથી મુક્ત કર્યો એ માટે મારા અંતરને તમારા ઉપર ઘણીજ પ્રીતી ઉત્પન્ન થઇ છે કદાચ હું બંધનમાં પડું તોપણ તમારી સહાયતાથી હું છુટો થઇ શકું. એ માટે તમારી સાથે મિત્રતા કરવા હું આતુર છું.

હિરણ્યકે કહ્યું-તમો હમારા ભક્ષણકર્ત્તા છો અને હું તમારો ખાદ્ય પદાર્થ છું, એ માટે તમારી સાથે મિત્રતા કેવી રીતે થઇ શકે ? ચાલ્યા જાઓ વિરોધ ભાવથી મિત્રતા થઇ શકે નહી. કહ્યું છે કે:-

જેનુ ધન અને કુળ આપણી બરાબર છે તેની મીત્રતા અને તેવા સગામાં લગ્નસબંધ કરવો તે ઉચીત છે વિરોધભાવથી મિત્રતા થઇ શકતી નથી.

પોપટે કહ્યું:-હિરણ્યક ? હું હમારા કિલ્લાના દ્વાર આગળ બેઠો છું જો તમો મારી સાથે મિત્રતા નહી કરો તો હું પ્રાણ ત્યાગ કરીશ, હિરણ્યકે કહ્યું:-તમો મારા શત્રુ છો તમારી સાથે કેવી રીતે મિત્રતા કરૂં ? કહ્યું છે કે-શત્રુની સાથે ગમે તેવી સુલેહ થાય તોપણ તેની જોડે સંપ ન રાખવો, ખુબ ગરમ જળ પણ અગ્નીને બુઝાવી દે છે.

પોપટે કહ્યું;-તમોએ મને જોયો પણ નથી તો વૈર કેવી રીતે થયું ? એ માટે કેમ અયોગ્ય વાત કરો છો ? હિરણ્યકે ઉત્તર આપ્યો કે વૈર બે પ્રકારનુ થાય છે એક સ્વભાવિક અને બીજું બનાવટી તમો અમારા સ્વાભાવીક શત્રુ છો કહ્યું છે કે;-

બનાવટી શત્રુતાનો નાશ બનાવટી ગુણોથીજ થાય છે. અને સ્વાભાવિક શત્રુતાનો નાશ, પ્રાણ ત્યાગ સિવાય થઇ શકતો નથી.

પોપટે કહ્યું;–એ પ્રકારનાં વૈરનાં લક્ષણ સાંભળવા ઇચ્છું છું. કહો—

હિરણ્યકે કહ્યું;–કોઇક વૈરનો વાતચીતથીજ છેડો આવે તે બનાવટી વૈર છે એમ સમજવું, જેમકે;–રામ અને રાવણની શત્રુતા દેવતાઓ અને રાક્ષસોની શત્રુતા, તેનો નાશ વૈર અને ઉપકારથીજ થાય છે. સ્વાભાવિક શત્રુતા કોઇ પણ પ્રકારે નષ્ટ થતીજ નથી. જેમકે સાપ અને નોળીયાની, અગ્નિ અને જળની, બિલાડી અને કૂતરાની, પોપટ અંને ઉંદરની કોઇ કોઇને મારતુ નથી પરંતુ તે એક બીજાનો પ્રાણ લેવાનીજ ઇચ્છા કરે છે.

પોપટ બોલ્યો:—મિત્રતા અને શત્રુતા તો કંઇ કારણ વગર થઇ શકતી નથીજ. એ માટે બુદ્ધિમાન માણસે તો મિત્રતાઇજ કરવી જોઇયે નહી કે શત્રુતાઇ.

એ માટે મિત્ર ધર્મ સમજીને મારી સાથે સંપ કરો બીજુ પણ પંડિત લોક કહે છે કે સજ્જનની મિત્રતા સાત ડગલાં તેની સાથે પાડવાથી અને સાત શબ્દમાં તેની જોડે વાત કરવાથીજ થઇ શકે છે એ માટે નિતિધર્મ પ્રમાણે તો તમોએ મારી જોડે મીત્રતા કરી લીધી છે માટે મારી વાત સાંભળો.

તમે તમારા કીલ્લા ( દર ) માં બેઠે બેઠે મારી જોડે વાર્તાવિનોદ કરો. ભલે તમો મારા ઉપર વિશ્વાસ ન રાખો. આ સાંભળીને હિરણ્યકે વિચાર કર્યો. લઘુપતક–બુદ્ધિમાન–ચતૂર અને સાચો માલુમ પડે છે. તે માટે તેની જોડે મિત્રભાવ રાખવો તે ઉચીતજ છે તુરતજ

તેણે કહ્યું—જો એમ હોય તો ભલે હું ખુશી છું. પરંતુ તમારે એક ડગલું પણ મારા દ્વારની અંદર મૂકવું નહીં. પોપટ બોલ્યો. ભલે એમ કરીશું. એટલી વાત પૂરી થયા પછી તેઓ બંને પરસ્પર વાર્તાલાપ કરીને ઉત્તમ રીતે પોતાનો વખત ગાળતા હતા. લઘુપતનક માંસના ટુકડા અને તૈયાર થયેલું ભોજન લાવીને હિરણ્યકને આપતો હતો. હિરણ્યક પણ ચોખા વિગેરે જે કાંઇ ખાવા જેવી ચીજ હોય તે લઘુપતનકને માટે રાત્રે ચોરી લાવતો હતો. તે બન્ને એવીજ રીતે યોગ્યસર રહેતા હતા. કહ્યું છે કેઃ—

ઉપકાર કર્યા વગર કોઇની જોડે પણ મિત્રભાવ થઇ શકતો નથી, મોટા મોટા દેવતાઓ પણ ઉપકાર વગર પ્રસન્ન થઇ શકતા નથી. ॥૧૦॥

સંસારમાં એટલોજ વખત પ્રીતિ રહે છે કે, જ્યાં સુધી પ્રીતિ માનને કંઇપણ ચીજ આપવામાં આવે છે. જેમકે બાળક દૂધ નષ્ટ થતાં માતાને છોડી દે છે. ॥૧૧॥

એવી રીતે પ્રસન્ન થતાં તે ઉંદર પોપટની સાથે એટલો વિશ્વાસ કરવા લાગ્યો કે એક બીજાની પાસે બેસીને તેઓ સરળ વાતચીત કરતા હતા.

એક વખતે પોપટની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, અને ગરગરા અવાજથી બોલવા લાગ્યો—મિત્ર હિરણ્યક ! આ દેશમાં આ વખતે મને અશ્રદ્ધા ઉત્પન્ન થઇ છે. એ માટે હું બીજે સ્થળ ચાલ્યો જઇશ. હિરણ્યક બોલ્યો. તે અશ્રદ્ધાનું શું કારણ છે ? તેણે ઉત્તર આપ્યો. મિત્ર સાંભળો ! કે આ દેશમાં વરસાદ નહિ થવાના કારણથી દુકાળ પડી ચુક્યો છે. દુકાળ પડવાથી માણસો ભૂખે મરી

જાય છે. કોઇ હમણાં શ્રાધ–બાધ પણ કરતું નથી. એ કારણથી ભૂખ્યા માણસોએ હમારા જેવાં પક્ષિઓને ફસાવવાને માટે સૌ સૌના ઘરોમાં જાળો ફેલાવી દીધી છે. હું પણ જાળમાં ફસી ગયો હતો. પણ મરણ સમય દૂર હોવાથી હું છૂટી ગયો. એ મારૂં અશ્રદ્ધાનું કારણ છે. એ માટે હું પરદેશમાં ચાલ્યો જઇશ એ માટેજ હું આ શોકરૂદન કરૂં છું.

હિરણ્યકે પૂછ્યું:—આપ ક્યાં જશો? તેણે જવાબ આપ્યો. દક્ષિણ દેશમાં એક જંગલના વચમાં મ્હોટું તળાવ છે ત્યાં મારો પરમમિત્ર મંથરક નામનો કાચબો રહે છે. તે મને માછલીના ટુકડા આપશે. તે ખાઇને હું સુખચેનથી ત્યાં રહીશ અને અહીં જાળમાં ફસાતાં પક્ષીઓનો ત્રાસ જોવા પણ હું ખુશી નથી. કહ્યું છે કે:—

જે વખતે દેશમાં વર્ષાદ થતો નથી અને અનાજ પાકતું નથી તે વખતે તે લોકને ધન્ય છે કે તે વખતે તે દેશ અને સંબંધીઓનો ત્યાગ કરવો.

ઉત્સાહી પુરૂષોને માટે શો મોટો ભય છે કે–વ્યાપાર કરવાવાળાઓને માટે કયું સ્થાન દૂર છે? વિદ્વાનોને માટે દેશપરદેશ ક્યાં છે? અને જો મીઠી મીઠી વાત કરીએ તો આપણો શત્રુ કોણ છે?

પંડીત અને રાજા કદી પણ બરાબરી કરી શકતા નથી. રાજા તો પોતાના દેશમાંજ પુંજાય છે. પરંતુ વિદ્વાન તો સર્વ સ્થાનોમાં પૂજ્યમાન ગણાય છે.

હિરણ્યકે કહ્યું:—જો એમ છે તો હું તમારી સાથે ચાલું. હું પણ મોટા દુઃખમાં છું. પોપટ બોલ્યો:–મિત્ર! મારી સાથે તમારે આવવામાં એક હરકત નડે છે. ઉંદરે પૂછ્યું:–શી હરકત છે? પોપટે

જવાબ આપ્યો, હું આકાશમાં ચાલવાવાળો છું અને તમો પૃથ્વિપર ચાલોછો. ત્યારે ત્હમો મારી સાથે કેવી રીતે આવી શકશો ? તે બોલ્યો-જો તમો મારા પ્રાણની રક્ષા કરો તો હું તમારી પીઠ ઉપર બેસીને આવું. બીજી કોઇપણ રીતે મારાથી આવી શકાય એમ નથી. એ વાત સાંભળીને પોપટે આનંદીત ચહેરે કહ્યું:-જો એમ કહો છો તો હું પણ ધન્યધન્ય માનું છું. કે આપની સાથે હું ત્યાં સુખથી વખત ગાળી શકું. મારી પીઠ ઉપર ચઢો કે હું તમને ઘણાજ હેતથી તળાવ ઉપર લઇ ચાલું.

હિરણ્યક તેની પીઠ ઉપર બેઠો. અને તે પોપટ ધીરે ધીરે ઉડીને તળાવ સુધી જઇ પહોંચ્યો.

હિરણ્યકને તળાવને કીનારે ઝાડની બખોળમાં મૂકીને ઝાડની ડાળી ઉપર જઇને તે પોપટે પોકારવા માંડયું-મંથરક ? આવો, હું ત્હમારો લઘુપતનક નામનો પોપટ ઘણા દીવસે તમને મળવાને માટે આવ્યો છું. મને આલીંગન કરો. કહ્યું છે કે-

કર્પુરયુક્ત ચંદન લગાડવાથી અને લીલી વનસ્પતિથી જે સુખ મળે છે તે મીત્રના શરીર આગળ સોળમા ભાગે પણ બરાબર નથી.

અરે ? આ બે અક્ષરનો મધુર શબ્દ "મિત્ર" કોણે બનાવ્યો ? કે દુ:ખની વખતે તે રક્ષણ કરે છે. અને શોકસંતાપને દૂર કરે છે.

લઘુપતનકની વાત સાંભળીને તેને બુદ્ધિમાન સમજીને મંથરક ઉતાવળે જળમાંથી બહાર નિકળ્યો. તેનું શરીર રોમાંચિત હતું. અને તેની આંખોમાં આનંદનાં આંસુ ઝરતાં હતાં. તે બોલ્યો. મિત્ર ? આવ્યા ? આવો. પધારો. અને મને હર્ષથી ભેટો ઘણો સમય થઇ ગયો તેથી હું તમને ઓળખી શકયો નહીં. તેથી હું પાણીમાં ભરાઇ

રહ્યો હતો. એ પછી લઘુપતનકે વૃક્ષ ઉપરથી ઉતરીને તેને આલીંગન કર્યું.

હિરણ્યક પણ મંથરકને પ્રણામ કરીને તેઓની પાસે બેસી ગયો. એ જોઇને મંથરકે લઘુપતનકને પૂછ્યું. આ ઉંદર કોણ છે? અરે? એ તમારો ખાદ્ય પદાર્થ છે. તોપણ તમો સ્વભાવિક વૈર ભૂલી જઇને તેને પિઠ ઉપર ચ્હડાવીને લાવ્યા છો? માટે હું સમજુ છું કે તેનું કંઇ મોટું કારણ છે. તે સાંભળીને લઘુપતનક બોલ્યો. હિરણ્યક નામનો આ ઉંદર મારો મિત્ર મને પ્રાણથી પણ વહાલો છે. એ સાંભળીને મંથરકે હિરણ્યકને કહ્યું. આપને પણ મારા પ્રણામ છે. આપ ખુશીથી તલાવને કીનારે રહો અને સુખચેન કરો. એમ ત્રણે મીત્રો ત્યાં સુખથી રહેતા હતા.

એક વખતે ચિત્રાંગ નામનો હરણ શિકારીથી ત્રાસ પામીને ત્યાં આવ્યો. તેને આવેલો જોઇને લઘુપતનક ઝાડ ઉપર ચ્હડી ગયો. અને હિરણ્યક જોડેની ઝાડીમાં પેશી ગયો. અને મંથરક તલાવમાં ચાલ્યો ગયો.

લઘુપતનકે મૃગને સારી રીતે જોયો અને મંથરકને કહ્યું. મીત્ર મંથરક? આ હરણ તરસથી દુઃખી થઇને અહીં આવી તળાવપર ફરે છે. એ તેનો શબ્દ છે. આ અવાજ માણસનો નથી. એ સાંભળીને મંથરકે દેશ કાળોચીત વાત કહી. કે હે લઘુપતનક આ હરણ ખુબ હાંફે છે. ગભરાયલા ચ્હેરે પાછળ જુએ છે. તેથી તે તરસ્યો હોય એમ જણાતું નથી પણ શિકારીથી ગભરાયલો માલુમ પડે છે. માટે આપણે જાણવું તો જોઇએ કે શિકારી આવે છે કે નહીં.

* ગભરાયલો માણસ વારંવાર જોરથી શ્વાસ લે છે. તે આમ તે જુએ છે. તેનું ચિત્ત સ્વસ્થ રહી શકતું નથી.

એ સાંભળીને ચિત્રાંગ બોલ્યો. તમે મારા ભયનું કારણ સમજો છો કે હું લુબ્ધકના બાણથી બચીને ઘણી ઘણી કઠીણતાથી અહીં આવ્યો છું, નહિ તો એ શિકારીએ મને ખચીતજ મારી નાખ્યો હોત. એ માટે મને શરણાગતને કોઇ એવું સ્થાન બતાવો કે જ્યાં શિકારી આવી શકે નહીં. એ સાંભળીને મંથરક બોલ્યો. હે ચિત્રાંગ, તમે ગભરાશો નહી. પણ તમો જલદી આ વનમાંથી શિકારીને આવતા પહેલાં ચાલ્યા જાઓ. આ વખતે લઘુપતનકે જલદીથી આવીને કહ્યું-હે મંથરક એ શિકારી ચાલ્યો ગયો છે. એ પછી મંથરકે કહ્યું તો તમો બધાએ આ વનમાં રહો. એવી રીતે તે ચારે જણ મિત્રતા કરીને એ તળાવમાં બે પહોર સુધી વૃક્ષની છાયા નીચે બેસીને વાર્તાલાપ અને આનંદપ્રમોદ કરતા સુખચેનથી પોતાનો વખત ગાળતા હતા.

એક વખતે સભામાં ચિત્રાંગ આવ્યો નહી તેથી તેઓ વ્યાકુળ થઇને અંદર અંદર વાતો કરવા લાગ્યા કે આજે આપણો મિત્ર કેમ નહી આવ્યો ? શું સિંહ આદીક શિકારીવર્ગથી તે માર્યો ગયો ? અથવા તો નવા ઘાસની લાલચથી તે આગમાં પડીને મરી ગયો ? મંથરકે પોપટને કહ્યું:—હે લઘુપતનક ? હું અને હિરણ્યક બંને મંદગતીથી તેનું કારણ શોધવાને અસમર્થ છીએ માટે તમે જઇ અને વનમાં તપાસ કરો વખતે તમો તેને જીવતો પણ જોઇ આવો માટે જલદી જાઓ.

તરતજ લઘુપતનક થોડેક દૂર ગયો તો ચિત્રાંગને તળાવને કીનારે જાળમાં સપડાયલો જોયો. તેને એવી દશામાં જોઇને શોકથી વ્યાકુળ થતાં બોલ્યો મીત્ર આમ કેમ બન્યું ?

ચીત્રાંગ પણ પોપટને જોઇને ઘણોજ દુઃખો થયો અને બોલ્યો હે મીત્ર, મૃત્યુ નજીક છે. એટલું ઘણું સારૂ થયું કે મેં તમોને જોઇ લીધા કહ્યું છે કેઃ-

જ્યારે મૃત્યુ નજીક હોય તેટલામાંજ જો મિત્રના દર્શન થઇ જાય તો અહોભાગ્ય સુખ સમજવું. અર્થાત મરણ અને જીવવું તે મિત્ર પ્રાપ્તિથી સુખી થાય છે.

આપણી વાર્તાલાપ વખતે મેં જે અનુચીત વાત કહી છે તે ક્ષમા કરજો અને હિરણ્યક અને મન્થરકને પણ મારી હકીકતો કહેજો.

જે કાંઇ વાત મેં જાણી જોઇને અથવા અજ્ઞાનતાથી કહી છે તે બધી મહેરબાની કરીને માફ કરશો.

એ સાંભળીને લઘુપતનક બોલ્યોઃ—અમો મીત્રો તમારી નજર આગળ છીએ ત્યાં સુધી ડરવું નહીં. હું જલદીથી હિરણ્યકને લઇને આવું છું. એ પછી તમારે દુઃખમાં ગભરાવાની જરૂર નથી.

એમ કહીને લઘુપતનકે ચિત્રાંગને હિંમત આપી અને જ્યાં હિરણ્યંક અને મંથરક બેઠા હતા ત્યાં જઇને ચીત્રાંગ જાળમાં સપડાયલો છે તેવી સર્વે હકીકત કહી. ત્યારે હિરણ્યકે ચિત્રાંગને જાળમાંથી છુટો કરવાને હિંમત ધરી પોપટ તેને પોતાની પીઠ ઉપર મૂકીને તેને હરણની પાસે લાવ્યો. તેને આવેલો જોઇને હરણ બહુજ ખુશી થયો.

એ વખતે મંથરક કે જેનું હૃદય પ્રિય મિત્રના દુઃખમાં દુઃખી હતું. તે પણ ધીરે ધીરે ત્યાં આવ્યો. તેને દૂરથી જોઇને લઘુપતનકે હિરણ્યકને કહ્યું-સારૂં કર્યું નહીં.

હિરણ્યકે પુછયુંઃ શું શિકારી આવે છે? તેણે કહ્યું-શિકારીની

વાત છોડી દ્યો, પણ મંથરક અહીં આવે છે. તે યોગ્ય કહેવાય નહી એ કારણથી આપણુ લોક માર્યા જઇશું. હવે જો આ વખતે તે દુષ્ટ આવી જાય તો હું આકાશમાં ઉડી જાઉ. તમે દરની અંદર ઘુસી પોતાનો રસ્તો કરો. અને ચિત્રાંગ છુટો થયા પછી તરતજ બીજી દીશાએ નાશી જાય. પરંતુ એ મંથરક પાણી વગર કેવી રીતે રહી શકે ? એ વિચારમાં ગભરાઉ છું.

એ વખતે મંથરક ત્યાં આવ્યો. હિરણ્યકે કહ્યું. તમોએ યોગ્ય કામ કર્યું નહિ. કેમકે તેઓ અહીં શા માટે આવ્યા ? હવે તમો લુબ્ધકના આવવા પહેલાં જલદી ચાલ્યા જાઓ. મંથરકે કહ્યું-મિત્ર હું શું કરૂં. ત્યાં બેઠે બેઠે મિત્રનું દુઃખ કેવી રીતે જોઇ શકું ? એ માટે અહીં આવ્યો છું.

એ વખતે પોપટે લુબ્ધકને દૂરથી જોયો કે તરતજ તે હરણુની જાળ કાપી નાખીને છૂટો કર્યો. ચિત્રાંગ છુટો થયા પછી નાશી ગયો. લઘુપતનક ઝાડ ઉપર ચઢી ગયો. હિરણ્યક પાસેના દરમાં પેસી ગયો.

હવે તે શિકારી હરણુને નાશી જવાથી ઘણો ઉદાસીન થઇ ગયો. પોતાનો પરિશ્રમ ફોકટ ગયો જાણીને તે ધીરે ધીરે આમ તેમ ફરતો હતો કે તેણે મંથરકને જોયો. તે જોઇને વિચાર કરવા લાગ્યો કે હમણા તો હરણુને પરમાત્માએ નસાડી મૂકયું તો હવે કાચબાને મારા ભક્ષ માટે મૂકી દીધો. એ માટે આજે તેના માસથી મારા કુટુંબને ભૂખથી શાન્ત કરીશ. એવો વિચાર કરીને તેને તેણે જોરથી બાંધીને ધનુષ્ય ચઢાવીને પોતાની કાંધપર મૂકી ઘર તરફ ચાલ્યો. જેને પકડાયલો જોઇને હિરણ્યક દુઃખી થઇને શોક કરવા લાગ્યો અરે આ મોટું વિઘ્ન આવી પડયું.

આજ સુધી તો હું એક દુઃખ રૂપી સમુદ્રને પાર કરી શકતો નથી. એટલામાંજ બીજા દુઃખ સાગરમાં આવી પડું છું. અભાગી લોકોને ઘણુંજ દુઃખ હોય છે.

લઘુપતનક ત્યાં આવીને બોલ્યો;—શોક કરવાથી શો લાભ? માટે આપણી નજર આગળથી મંથરકને લઈ જતાં પહેલાં તેને છોડાવવાનો પ્રયત્ન કરો. કહ્યુ છે કે—

દુઃખમાં પડીને જે શોક કર્યા કરે છે તે માત્ર દુઃખીજ રહે છે. તેને છુટકારાની આશા કદી પણ રખાતી નથી ॥ ૨૧ ॥

તે સાંભળીને હિરણ્યક બોલ્યો હવે જો એમ છે તો ઉપદેશાનુસાર કરો. આ ચિત્રાંગ કંઇક રસ્તામાં જઇને કોઇક તળાવને કીનારે બેહોશ થઇને પડી રહે. લઘુપતનક તેના માથામાં ધીરે ધીરે ચાંચ મારે. તેથી દુષ્ટ શિકારી પોપટના ચાંચ પ્રહારથી તેને મરી ગયેલો સમજીને મંથરકને પ્રથિવ ઉપર ફેંકી દઇને હરણને માટે દોડશે. એ વખતે હું તેને બાંધેલો છે તે રસીને કાપી નાંખીશ જેથી મન્થરક તરત તળાવમાં ઘુસી જશે. ચિત્રાન્ગ બોલ્યો. તમોએ આ ઘણો સારો ઉપાય યોજ્યો છે. મંથરકને જલદી છુટો કરવો જોઇએ એ માટે જલદી તે કામ કરો.

એ પછી શિકારીએ તલાવના રસ્તા ઉપર ચિત્રાંગને પોપટ સહિત દીઠો. તે જોઇને મનમાં ખુશી થઇને વિચારવા લાગ્યો. અરે આ પાશ બંધનની પીડાથી આ બિચારો મૃગ એટલું આયુષ્ય શેષ રહેવાના કારણથી પાસને તોડીને વનમાં ગયો, તો ત્યાં પણ મરી ગયો હશે. આ કાચબો સારી રીતે બાંધેલો છે તેથીજ મારા કબજામાં છે. હવે તે હરણને પણ લઇ લઉં.

એમ વિચાર કરીને કાચબાને જમીન ઉપર ફેંકી દઇને તે મૃગની તરફ દોડયો. એ વખતે હિરણ્યકે વજ્ર સમાન દાંત વડે એકદમ રસીને કાપી નાખી મન્થરક બંધનમાંથી છૂટીને એકદમ જોડેના તલાવમા પેસી ગયો. ચીત્રાંગ પણ ઉડીને પોપટની સાથે નાશી ગયો.

એ વખતે શિકારી ઉદાશ થઇને પાછો ફર્યો ત્યારે જોયું કે કાચબો પણ ચાલ્યો ગયો, અને હરણ પણ ભાગી ગયો. ત્યાં જોઇને તે આ શ્લોક બોલ્યો.

જે મેળવેલી વસ્તુને છોડીને પણ લોભથી બીજી વસ્તુને મેળવવા જાય છે. તેની પાસેથી પહેલાંની વસ્તુ પણ નાશ પામે છે. એ નક્કી છે. ॥ ૨૩ ॥

એવા પ્રકારે તે ઘણોજ અફસોસ કરતો ઘેર પાછો ફર્યો. એ શિકારીના ગયા પછી-પોપટ, કાચબો, અને ઉંદર ઘણોજ પ્રસન્ન થયા અને એક બીજાને મલીને તે તલાવની પાસે ઘણોજ સુખથી રહેવા લાગ્યા. આ વાર્તા સાંભળીને વિવેકી માણસે મિત્ર કરવો. અને મિત્રોની સાથે જુદાઇનો વ્યવહાર કદી ન રાખવો. કહ્યું છે કે;—

જે મિત્રતા કરે છે, અને પછી તેની જોડે પુરા ભરોંસાથી વર્તે છે તે કદી પણ દુઃખી થઇ શકતો નથી. ॥ ૨૪ ॥



# ત્રીજુ તંત્ર.



ક્ષિણ દેશમાં મહિલા રોપ્ય નામનું નગર છે. તેની જોડમાં એક મોટું વલ નું ઝાડ છે તેને ઘણી ડાળીઓ અને ઘણાં પાંદડાં છે. ત્યાં કાગડાઓનો રાજા મેઘ વર્ણ અનેક પક્ષિઓના વચમાં કિલ્લો બનાવીને રહેતો હતો.

બીજો એક ઘુવડોનો રાજા અરિમર્દન ઘણાં ઘુવડો સહીત પહાડની ગુફાઓમાં રહેતો હતો. તે રાત્રે હંમેશાં વલાના ચારે બાજુએ ફરતો હતો. કારણ જે કોઇ કાગડો તેના જોવામાં આવતો તેને મારીને નાશી જતો. એવી રીતે દરરોજ આવતો. અને ધીરે ધીરે તે ઝાડને પક્ષીઓ રહીત કરી દીધું. એમજ બને છે. અને કહ્યું છે કે જે પોતાના શત્રુઓ અને રોગ બાબતે પોતે ઇલાજ કરતો નથી તે આળસુ ધીરે ધીરે માર્યો જાય છે. ॥ ૧ ॥

એક દિવસે વાયસરાજે પોતાના મંત્રીઓને બોલાવીને પુછ્યું આપણો શત્રુ ભયંકર અને ઝનુની છે. અને દરરોજ રાત્રે આવીને આપણાં પક્ષિઓને મારી નાખે છે. તેથી તેનો બદલો કેવી રીતે લેવો આપણ રાત્રે દેખી શકતા નથી. આપણ તેનો રહેઠાણ પણ જાણતા નથી એથી દિવસે કયાં જઇને તેના ઉપર હુમલો કરીએ એ માટે તમને યોગ્ય જણાય તે વિચાર કરીને મને કહો;—

ઉદજીવિ નામનો મંત્રી બોલ્યો—મહારાજ ! બળવાનની સાથે

યુદ્ધ ન કરવું જોઇએ. એ બળવાન છે તેથીજ તે રાત્રીના સમયે આપણા ઉપર જુલમ કરે છે. એ માટે તેની સાથે સલાહથી રહેવું જોઇએ. કહ્યું છે કે;—

જે લોકો ધનવાન અને બળવાનની સાથે જોર કરે છે અને વખત આવે તેના ઉપર જુલમ કરે છે તો પણ તેમનાથી કાંઇ થઇ શકતું નથી કારણ નદીનો પ્રવાહ ઉલટો વહેતોજ નથી ॥ ૨ ॥

જેણે ઘણા યુદ્ધોમાં યશ પ્રાપ્ત કર્યો છે તેની જોડે સમજપૂર્વક સલાહ કરવી જોઇએ. કહ્યું પણ છે કે;—

જેણે ઘણા યુદ્ધોમાં જશ મેળવ્યો છે વખત આવે તેના આધીનમાં શત્રુઓ પણ થઇ જાય છે. ॥ ૩ ॥ બળવાનની સાથે યુદ્ધ કરવું નિતિ વિરૂદ્ધ છે જેમકે વાદળાં હવાથી ઉલટાં ચાલતાં નથી. ॥ ૪ ॥

એ પછી સંજીવ નામનો શ્રેષ્ઠ મંત્રી બોલ્યો—મહારાજ શત્રુ સાથે સંધી કરવી તે મને યોગ્ય લાગતુંજ નથી. તે ઘણું કરીને ક્રુર, અતિ લોભી, અને અધર્મિ છે. તે માટે હું કહું છું કે ઘણું કરીને આપે તેની સાથે વાત પણ ન કરવી. કહ્યું છે કે:—

સત્ય ધર્મથી વિમુખ જે માણસ છે તેની સાથે કદી પણ સલાહ ન કરવી. ધનવાનની જોડે સંબંધ રાખીએ તો પણ ડાંડબુદ્ધિથી થોડા દિવસમાં બદલાઇ જાય છે. ॥ ૫ ॥

માટે તેના ઉપર યુદ્ધ કરવું જોઇએ. એમ મારી મરજી છે. એવી રીતે સંજીવીએ યુદ્ધ કરવાની સલાહ આપી.

ત્યારે અનુજીવી બોલ્યો—મહારાજ ? એ દુષ્ટ ઘણો બળવાન અને મર્યાદા હિન છે. એ માટે ન તેની સાથે સલાહ કરવી કે તેની સાથે યુદ્ધ પણ ન કરવું. ફક્ત એની આગળ સૈન્ય લઇને જવું. કહ્યું છે કે—

જે મોટો બળવાન દુષ્ટ અને મર્યાદા રહીત હોય તેની સાથે સલાહ અથવા તો યુદ્ધ કરવું તે માટે મને કાંઇ યોગ્ય જણાતું નથી. ॥ ૬ ॥

પોતાના કીલ્લાને સુદૃઢ કરીને શુરવીર અને બળવાન સેનાને સાથે લઇને બીજા ડાહ્યા ચાર માણસોને વચમાં રાખીને શત્રુના દેશમાં જવું. ॥ ૭ ॥

ત્યારે પ્રજીવી બોલ્યો, મહારાજ ? સલાહ કરવી, લડાઇ કરવી. વળી બે ડાહ્યા માણસોને લઇ તેને મળવું. એ ત્રણ રીતો મને તો યોગ્ય લાગતી નથી પણ આપે આ ઠેકાણે સ્થીર રહેવું તે મને યોગ્ય જણાય છે.

ઘડીયાળ પોતાના ઘરમાં બેઠાં બેઠાં હાથીને પણ ખેંચી લાવે છે. અને પોતે સ્થાન ભ્રષ્ટ થવાથી તો માત્ર ત્યાં કુતરાઓજ પહેરો ભરે છે ॥ ૮ ॥

બળવાનની જોડે વિગ્રહ કરવો હોય તે પહેલા આપણે પોતાના ઘરમાં રહેવું અને સહાયતા માટે પોતાના મિત્રોને બોલાવવા.

એ માટે સારૂં સૈન્ય ભોજન, વ્યવસ્થા. ખાઇ. યંત્ર બંદુક ગોળી અને બીજી વસ્તુઓથી ગઢની સંભાળ રાખવી. એ પછી યુદ્ધ કરવાનો વિચાર કરવો એ પછી જો તે માણસ જીવશે તો રાજ્ય કરશે અને યુદ્ધ કરતો મરી જશે તો સ્વર્ગનો ભોક્તા થશે.

ત્યારે ચીરંજીવી બોલ્યો—મહારાજ ? છ ગુણોમાં સંશય ( મોટાઓની સલાહ લેવી ) એમ મારા મનને ઉચીત જણાય છે. એ માટે તેનો પ્રયોગ કરવો જોઇએ કહ્યું છે કે—

સમર્થવાન અને તેજસ્વિ પુરૂષ હોય તો પણ મદદ મેળવ્યા વગર શું કરી શકે છે ? જો પવન ન હોય તો ચેતન પામેલો અગ્નિ પણ બુઝાઇ જાય છે. ॥ ૧૧ ॥

પોતાની જાતમાં સંપ કરવો. તે આત્મિય સજ્જનોને માટે ઉત્તમ છે કેમકે છાલાં નીકળી ગયા પછી ચોળા ઉગતા નથી.

એ માટે આપ અહીં બેઠે બેઠે કોઈક સામર્થવાનની સહાયતા લ્યો–કે જેથી આ વિપત્તિમાંથી છુટી જઈયે. કહ્યું છે કે—

મોટા લોકોની સોબતથી કોણ ઉન્નતિ મેળવી શકતું નથી ? કમળના પત્ર ઉપરનું પાણી મોતીની શોભા આપી શકે છે. ॥૧૩॥

એ માટે મોટાઓની સલાહ વગર બીજો કોઈ પણ ઉપાય નથીજ. ત્યારે દીર્ઘાયુષિ સર્વ શાસ્ત્રોનો જાણવાવાળો પિતૃભક્ત, સ્થિરજીવી બોલ્યો. હે પુત્ર ? (રાજા) આ મંત્રિઓએ નિતિશાસ્ત્રને અનુસાર વાતો કહી છે. પણ સમય–સમયની વાત જુદી છે. માટે આ વખતે તેને વિશ્વાસઘાત કરવો જોઇયે. કહ્યું છે કે–

સલાહ કે અસલાહ છતાં પણ જે માણસ શંકાશીલ રહે છે. તે વિશ્વાસઘાત કરી કપટમાં ઉતરીને, બળવાન શત્રુની આગળ નિર્ભય થઈને ફરે છે. ॥૧૪॥

શત્રુના ઉપર વિશ્વાસ પેદા કરીને વિશ્વાસપાત્ર લોભ બતાવીને સુગમતાથી શત્રુનો નાશ કરવો કહ્યું છે કેઃ—

જે શત્રુનો નાશ કરવો હોય તે શત્રુને વિદ્વાન લોક એક વખત તો ફસાવે છે. જેમકે તાવની મંદગી ગોળ ખવડાવવાથી વધી જાય છે. પછી તેને ઔષધ આપવાથી નાશ કરવામાં આવે છે. ॥૧૫॥

કપટીનો આશ્રય લઈને તમો અહીં કેવી રીતે રહી શકશો ? લોભમાં રહીને તમો શત્રુનો નાશ કેવી રીતે કરી શકશો ? એ માટે હું કહું છું કે તેનામાં કંઈક અવગુણ લાવીને તેને મારી નાખો.

મેઘવર્ણ બોલ્યોઃ—મહારાજ હું તેનો આશ્રમ જાણતો નથી તો તેના દોષ પણ કેવી રીતે જાણું ?

સ્થિરજીવી બોલ્યો:—પુત્ર ? ચાર પુરૂષોને પક્ષમાં લઇને તેના ઘરનો ભેદ જાણી લેવો જોઇએ કહ્યું છે કે—

ગાય સુંઘવાથી વસ્તુઓને પારખી શકે છે. બ્રાહ્મણ વેદ ભણવાથી સર્વ વાત જાણી શકે છે. રાજા લોક જાસુસ રાખીને દેખી શકે છે. ને સાધારણ લોક મિત્રદ્વારાએ પારખી શકે છે. ॥ ૧૬ ॥

મેઘવર્ણ બોલ્યો—પિતાજી ? અમારે આ વખતે શું કરવું ? ત્યારે તે બોલ્યો ? પુત્ર ? ચાલાકીથી કામ લેવું, તેથીજ તમો શત્રુઓને કપટબાજીથી મારી શકશો.

જે ઘણોજ બુદ્ધિમાન અને જ્ઞાની હોય છે તે બળવાનની આંખમાં પણ ધુળ નાંખીને સટકી જાય છે. જેમકે ઠગ લોકોએ બ્રાહ્મણની પાસેથી બકરૂ પડાવી લીધું. ॥ ૧૭ ॥

મેઘવર્ણ બોલ્યો: એ કેમ બન્યું ? ત્યારે તે બોલ્યો—

## બ્રાહ્મણ અને ઠગ.




ઇ નગરમાં મિત્ર શર્મા નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે માહા માસમાં પશુ માગવાને માટે એક જોડના ગામમાં ગયો. અને ત્યાં યજમાનને કહ્યું કે, હે યજમાનરાજ ? આ અમાવાસ્યા આવે છે. અને હું યજ્ઞ કરવાનો છું એ માટે મને એક પશુ આપો. તેણે શાસ્ત્રોક્ત-રૂષ્ટપુષ્ટ એક બકરો આપ્યો ને તેને બળવાન જાણીને પોતાની કાંધ ઉપર મૂકીને નગર તરફ પાછો વળ્યો.

રસ્તામાં આવતાં તેને ત્રણ ક્ષુધા પિડીત ઠગે જોયો. જેઓએ કાંધ ઉપર મૂકેલા બકરા સહીત બ્રાહ્મણને દેખ્યો અને મનમાં વિચાર કર્યો કે આ બકરાનો ઉપભોગ કરવાથી આજની ભૂખ આપણી દૂર થઇ જશે.

તેમાંનો એક જણ વેષ બદલીને તેની (બ્રાહ્મણની) સામે આવીને બોલ્યો કે હે મૂર્ખ યજ્ઞ કરવાવાળા, તું આ મુર્ખાઇનું કામ કેમ કરે છે ? આ પવિત્ર કૂતરાને કાંધ ઉપર મૂકીને કયાં લઇ જાય છે ?

ત્યારે તેણે ક્રોધીત થઇને કહ્યું-તમે આંધળા છો. બકરાને કૂતરૂં કહો છો ? તે બોલ્યો-મહારાજ ક્રોધ ન કરો. ઇચ્છાનુસાર વર્તો.

તે બ્રાહ્મણ થોડે દૂર ગયો કે-બીજો ઠગ સામે આવીને બોલ્યો-હે બ્રાહ્મણ દીલગીર દીલગીર-હમણાં જો કે તમને આ તમારો મરી ગયેલો પુત્ર બહુ વહાલો છે. તોપણ તે મૃતદેહને કાંધ ઉપર મૂકીને ચાલવું તે ઉચીત નથી.

તેણે કોપ કરીને કહ્યું શું તમે આંધળા છો ? તે બકરાને તમો મૃતપુત્ર ( મરી ગયલો દીકરો ) કહો છો ? તે ધૂર્ત બોલ્યો ભગવાન્ એમ ન કરો. મેં અજ્ઞાનતાથી એવુ કહ્યું આપની ખુશીમાં આવે તેમ વર્તો.

થોડેક દૂર ગયો એટલે ત્રીજો ઠગ વેષ બદલીને તેની સામે આવીને બોલ્યો, આ ઘણીજ ખરાબ વાત છે કે તમે ગધેડાને ખભા ઉપર મૂકીને ચાલ્યા જાઓ છો. એ માટે આવું કામ બીજાના જોવામાં ન આવે, માટે તમો તે ગધેડાને અહીં ફેંકી દ્યો.

હવે તે બ્રાહ્મણ તે બકરાને ગધેડો સમજીને-શરમાઈ ગયો અને તેને જમીન ફેંકી દઇને ઘર તરફ ચાલ્યો ગયો. અને તે ત્રણે ઠગોએ

તે બકરાને ઉપાડી લીધો. દૂર લઇ જઇને મરજી મુજબ તેને મારી નાખ્યો.

એ માટે કહું છું કે જેનામાં ઘણી બુદ્ધિ હોય તે આ વખતમા જીતી જાય છે. એ માટે મારે તમને જે કહેવું હતું તે મેં કહ્યું. તો તે વાત ધ્યાનમાં રાખીને તમને જેમ સુગમ પડે તેમ કરો. મેઘવર્ણે કહ્યુ કે, આપ આજ્ઞા આપો કે, તેની પક્ષમાં રહીને મારૂ ખુન ન કરો. સ્થિરજીવી બોલ્યો. પુત્ર ? જાણે દુસ્મન છું તેમ સમજીને મારી સાથે જુઠો અણબનાવ કરવો. અને પછી મને તે વડની નીચે મૂકી તમારે ચાલ્યા જવું. એ પછી શત્રુના જાસુસોને આ ખબર ન પડે તેમ તમો પાછા રૂષ્યમૂક પર્વત પર ચાલ્યા જાઓ ત્યાં તમો પરિવાર સહીત રહો. હું શત્રુની મહેરબાની મારી ચાલાકીથી મેળવી લઇ તેમનો વિશ્વાસ મેળવીશ. અને તેના કીલ્લાની અંદરનો સર્વે ભેદ હું જાણી લઇશ. દીવસના જ્યારે તે દેખી શકશે નહી ત્યારે તેને મારી નાખીશ. એ પછી બીજી રીતે આપણે ઉગરી શકીયે તેમ નથીજ. નહી તો તે દરરોજ આપણા માણસોને મારી નાખશે.

યુદ્ધ સમયે પ્રાણસમાન પ્રિય પત્નિ, લાલીત પાલીત થયેલો સેવક હોય તેનો પણ ત્યાગ કરવો પડે છે. ॥૧૮॥

એ માટે કહું છું કે આ કામમાં તમો મને રોકશો નહી. એમ કહીને તે તેની સાથે બનાવટી ઝગડો કરવા લાગ્યો.

સ્થિરજીવીને મર્યાદા રહીત બોલતો જોઇને મેઘવર્ણના સેવકો તેને મારવાને માટે તૈયાર થઇ ગયા. પણ મેઘવર્ણે તેઓને કહ્યું—તમો સબૂર કરો. હું જાતેજ તે દુષ્ટ શત્રુને અને તેની પક્ષમાં જેટલા છે

તે બધાને મારીશ. એમ કહીને તેના ઉપર ચઢી બેસીને હલકી હાથે પ્રહારો કરવા લાગ્યો. અને જે બનાવટી લોહી તેની પાસે હતું તે તેના ઉપર છાંટી દીધું. એ પછી તે વૃદ્ધના ઉપદેશાનુસાર મેઘવર્ણ પોતાના પરિવાર સહીત રૂશ્યમૂક પર્વત ઉપર ચાલ્યો ગયો.

એ વખતે શત્રુનો જાસુસ ત્યાં આવ્યો અને તેણે મેઘવર્ણના મંત્રીને લોહીથી ખરડાયલો છે. એવા સર્વ હાલ ઉલુકરાજને કહ્યા.

એ ઘુવડનો રાજા ઉપરની વાત સાંભળીને સાયંકાળની વખતે પોતાના મંત્રીઓ સહીત મેઘવર્ણના પરિવારને લઇને મારવાને માટે ચાલ્યો અને બોલ્યો ઉતાવળ કરો. ભયભીત થયેલા અને નાસભાગ કરતા શત્રુઓ ભાગ્ય હોય તોજ મળે છે. એમ કહીને તેણે તે વડ વૃક્ષને ચારે બાજુએથી ઘેરી લીધું. જ્યારે કોઇ પણ પક્ષિ ન જણાયું ત્યારે તે વૃક્ષની ઉંચી ડાળ ઉપર ચઢીને પોતાના અનુચરોને બોલાવતો કહેવા લાગ્યો કે, જુઓ જુઓ, આ હરામખોરો ( પક્ષીઓ ) કેવી રીતે નાસે છે. હમણાંજ હું તેમને પોતાના સ્થાનપર પહોંચતા પહેલાંજ મારી નાંખું છું.

એ વખતે સ્થિર જીવીએ વિચાર કર્યો કે આ શત્રુ મારી વાતથી અજાણ્યો છે માટે મારે તો તેને જણાવવું જોઇએ. એમ વિચાર કરીને તેણે ધીરે ધીરે રોવાનો આરંભ કરી દીધો, એટલે તો સર્વે ઘુવડો તેને મારવાને દોડયા.

એટલે તેણે કહ્યું—હું સ્થિરજીવી નામનો મેઘવર્ણનો મંત્રી છું. મેઘવર્ણે મને આ દુઃખ આપ્યું છે. આ વાત તમો તમારા માલીકને કહો. મારે તેમની જોડે વાત કરવાની છે."

તેના કહેવા ઉપરથી તે બધા વિસ્મીત થયા અને તેની આગળ આવીને બોલ્યા કે તમારી આ દુર્દશા કેમ થઇ ? તે કહો. સ્થિરજીવી બોલ્યો જુઓ કે મારી દુર્દશાનું કારણ સાંભળો કે કાલે તમોએ મેઘવર્ણના કુટુંબને મારી નાખ્યું તે બાબતે તે ક્રોધાયમાન થઇને યુદ્ધ કરવાને નીકળ્યો. ત્યારે મેં કહ્યું' સ્વામિન્ આ કામ આપ સારૂ કરતા નથી. કે તમે ત્યાં જાઓ છો. કેમકે તે બળવાન છે અને આપણુ બળવાન નથી. આ સાંભળી તે દુષ્ટ મારા ઉપર ક્રોધાયમાન થઇ ગયો અને મને તમારો સોબતી છું એમ સમજીને આવી રીતે માર્યો. એ માટે હું આપના શરણુમાં આવ્યો છું. મારી રક્ષા કરો. હવે વધારે વાત કહેવાની જરૂર નથી. પણ એટલું તો કહી શકું છું કે મારાથી ચલાશે એટલે હું તમારી સાથે આવીને તે દુષ્ટના પરિવાર સહિત તેને મારી નાંખીશ.

આ સાંભળીને અરિમર્દને પોતાના મંત્રીઓની સલાહ લીધી તે પાંચ મંત્રીઓ હતા. રક્તાક્ષ, કરાક્ષ, દિપ્તાક્ષ, વક્રનાસ અને પ્રકાર—કર્ણ તેમાંથી પહેલા રક્તાક્ષને પૂછ્યું મીત્ર ? આ શત્રુનો મંત્રી મારા હાથમાં આવ્યો છે હવે તેનું શું કરવું ?

રક્તાક્ષ બોલ્યો—મહારાજ એમાં શો વિચાર કરવાનો છે ? વિચાર કર્યા વગરજ તેને મારી નાખવો જોઇએ. તેની આ વાત સાંભળીને કુરાક્ષને પૂછ્યું તમો શું ધારો છો ? તેણે કહ્યું-મહારાજ ! રક્તાક્ષે જે કાંઇ કહ્યું તે ઘણું નિર્દયતાનું કામ છે કેમકે શરણુમાં આવેલાને મારવો ન જોઇએ.

એ સાંભળીને વળી અરીમર્દને દિપ્તાક્ષને પૂછ્યું, આ વખતે તમારી શી સલાહ છે ? તે બોલ્યો—મહારાજ ? તેને મારવો ન જોઇયે

હવે તેનો તિરસ્કાર કરીને તેને કાઢી મૂક્યો છે. એટલે તે તેના સર્વે અવગુણોથી આપણને વાકેફ કરશે તેથી આપણને વખતે ફાયદો થશે એ સાંભળીને તેણે વક્રનાસ મંત્રીને પૂછ્યું-મિત્ર? આ વખતે આપણે કેમ કરવું જોઇયે? તે બોલ્યો, મહારાજ, આ વખતે તેને મારવો ન જોઇએ.

એ પછી ઉલ્લુકરાજે- પ્રકારકર્ણ નામના પાંચમા મંત્રિને પૂછ્યું, કહો આપની શી સંમતિ છે?

તે બોલ્યો-મહારાજ? તે મારવાને લાયક નથી. કમકે જો તે જીવતો હશે તો પરસ્પર આનંદથી આપણો સમય પણ સુખપૂર્વક જશે. એ સાંભળીને અરીમર્દને સર્વેની વાતમાં હા પાડી.

એમ કહીને હસતો હસતો તેણે રક્તાક્ષને કહ્યું, તમારા જેવા જુલમીઓએ તેને સ્વામિથી દુર કરાવી દીધો છે. કહ્યું છે કે—

જ્યાં અયોગ્ય આદરસત્કાર મળે છે, જ્યાં સન્માન થવાનું હોય ત્યાં એકદમ અપમાન થાય છે, ત્યાં એકદમ મહામારી-કલેશ અને ભય એ ત્રણ વિઘ્નો નજરે પડે છે.

એ માટે આપણને તેનું જડમૂળથી વંશ છેદન કરવું જોઇએ કહ્યું છે કે જે ખોટી સલાહ આપે છે તે આપણો શત્રુ સમજવો.

હવે રક્તાક્ષની વાત ઉપર લક્ષ્ય ન આપતાં અરીમર્દન સ્થિરજીવીને ઉભો કરીને તેને પોતાના મહેલમાં લાવ્યો અને અંદર બેસાડયો, અરીમર્દને કહ્યું?

પ્રધાનજી? તમો અમારા શુભ ચિંતક છો. હવે કંઇક સલાહ બતાવો. એ સાંભળી સ્થિરજીવી મનમાં વિચાર કરવા લાગ્યો કે હું

દુશ્મનના કિલ્લામાં પણ યુક્તિપૂર્વક આવી ગયો અને તેને મારવાની યુક્તિ કામે લગાડી દીધી વળી વચમાં તેણે અરીમર્દનને મીઠો સત્કાર આપીને વિચાર કર્યો કે હમણા તો હું વધારે વાત નહી કરૂં કારણ કે વખતે તે મારી રીતભાત સમજી જાય અને વખતે સાવધાન થઇ જાય. માટે તેના બારણામાં બેસીને તેનો વિશ્વાસ મેળવીને તેને મારી નાંખું જે મારી ઇચ્છા પૂર્ણ કરૂં, એવો વિચાર કરીને તે ઉલ્લુકરાજ પ્રત્યે બોલ્યો.

મહારાજ ? જે આપે કહ્યું તે યોગ્ય છે. હવે હું રાજનિતિજ્ઞ તમારો શત્રુ છું તો પણ હાલ તો હું આપનો ભક્ત અને પવિત્ર છું. તેથી હું આપના ઘરની અંદર રહેવાને યોગ્ય નથી. માટે કહો તો આપના દ્વાર ઉપર બેસીને આપની સેવાચાકરી કરૂં.

એ પછી ઉલ્લુકરાજના સેવકો તેની આજ્ઞાથી સારૂ ભોજન લાવીને સ્થિરજીવીને દરરોજ આપતા. એમ ઘણા દીવસો રંગરાગમાં જવાથી સ્થિરજીવી ચોરની પેઠે કળાવાન (બળવાન) થઇ ગયો.

રકતાક્ષ, સ્થિરજીવીને આવો રૂષ્ટપુષ્ટ જોઇને વિસ્મય થતાં મંત્રીઓને કહેવા લાગ્યો કે હું સમજુ છું કે તમો મંત્રી મંડળ અને રાજા સર્વે મુર્ખ છો કહ્યું છે કે—

પહેલાં હું મુર્ખ હતો, પછી શીકારી, પછી રાજા અને પછી તેના સર્વ મંત્રીઓએ સરવે મુર્ખોની મંડળી હતી.

તે બોલ્યો એમ કેમ બન્યું ? રકતાક્ષ બોલ્યો.

# સોનાનાં ઈંડાં મુકવા વાળી મરઘી.



કોઇ પહાડી દેશમાં એક મોટું વૃક્ષ હતું. ત્યાં સિંધુક નામની કોઇ મરઘી રહેતી હતી. તે સોનાનાં ઈંડાં મૂકતી હતી.

કોઇક વખતે એક શીકારી ત્યાં આવ્યો અને તેણે આ મરઘીને ઈંડાં સેવતી જોઇ. એ ઈંડાં સોનાનાં થઇ જતાં તેથી તે શીકારી ઘણો વિસ્મય થયો અને બોલ્યો.

અરે ! બાલ્યાવસ્થાથી તે આજ સુધી મને આ પક્ષીઓ મારતા ૮૦ વરસ થયા પણ મેં મરઘીને સોનાનાં ઈંડાં સેવતી જોઈ નથી અને આશું ? એમ વિચાર કરતા કરતાં તેણે તે ઝાડ ઉપર જાળ ફેલાવી.

એ પણ મૂર્ખ મરઘી વિશ્વાસ રાખીને ત્યાં બેસી રહી. એ વખતે જાળમાં પોતે ફસાઇ ગઇ. હવે તે શિકારીએ તેને જાળમાંથી છુટી કરીને પીંજરામાં પૂરીને પોતાને ઘેર લાવ્યો.

પછી તે વિચાર કરવા લાગ્યો કે આ ભયકારક પક્ષીને હું શું કરૂં ? વખતે કોઇ આ પક્ષીને જાણી જાય અને રાજાને ખબર પડે તો હું માર્યો જાઉં. માટે હું જાતેજ રાજાની આગળ તેને લઇ જાઉં. એવો વિચાર કરીને તે રાજાની પાસે લઇ ગયો.

રાજા તે મરઘીને જોઇને ઘણોજ પ્રસન્ન થયો. અને બોલ્યો કે હે રાજસેવકો આ મરઘીને ઘણીજ સંભાળથી રાખો. તેને ઇચ્છા પૂર્વક ખવડાવો અને પાણી પાઓ. ત્યારે મંત્રીએ કહ્યું મહારાજ

શું આ પક્ષિ સોનાનાં ઈંડાં મૂકતું હશે? એ વાત વિશ્વાસપાત્ર નથી માટે એ પક્ષીને પિંજરામાંથી છુટું કરો એ પછી રાજાની આજ્ઞા અનુસાર તે પક્ષીને છોડી દેવામાં આવ્યું. ત્યારે તે બેત્રણ સોનાનાં ઈંડાં મૂકીને ઉડી ગયું અને બોલ્યું કે હું "પહેલાં મૂર્ખ હતું" કારણકે હું શીકારીની નજરે પડયું હતું. એમ કહીને સુખ પૂર્વક આકાશમાં ઉડી ગયું.

અભાગ્યવશ થઇને રક્તાક્ષની વાત પર ધ્યાન આપતાં સ્થીર જીવીને ખાનપાન આદીક પદાર્થો આપીને રૂષ્ટપુષ્ટ કર્યો અને રક્તાક્ષ તો પોતાના સબંધીઓને સાથે લઇને દૂર દેશ ચાલ્યો ગયો.

રક્તાક્ષના ગયા પછી સ્થીરજીવી ઘણોજ પ્રસન્ન થઇને વિચાર કરવા લાગ્યો, અરે આ જ્યારે બધાએ મારા ભલામાં રાજી છો તો રક્તાક્ષ તો ચાલ્યો ગયો કેમકે તેને ભવિષ્યનો વિચાર સારો હતો. અને આ સર્વે તો મૂર્ખ છે. હું બધાઓને આરસે રહીને મારી નાખીશ. કહ્યું છે કે;—

જે રાજાનો મંત્રી દીર્ઘદર્શી નથી. તેનો નાશ વખત પ્રમાણે જલદી થઇ જાય છે.

એમ વિચાર કરીને સ્થીર જીવી દરરોજ કોટ બનાવું છું. એમ કહીને એક એક સળી તે બાજપક્ષીઓના દરમાં ફેંકતો હતો અને તે મૂર્ખ પક્ષિઓ સમજતા હતા કે આ આપણા રક્ષણને માટે કોટ બનાવે છે.

એવી રીતે જ્યારે ઘાસ સળી લાકડીનો ઢગલો થઇ ગયો ત્યારે તેણે તે પક્ષીઓને મારી નાખવાનો પુરો વિચાર કર્યો અને સવારના

પહોરમાં જ્યારે સૂર્ય ભગવાન બહાર નિકળ્યા ત્યારે નિયમાનુસાર તે સર્વે ઘુવડો આંધળા થઇ ગયા. સ્થિરજીવી ઉતાવળેથી મેઘવર્ણની પાસે ગયો અને બોલ્યો. મહારાજ ! શત્રુની ગુફાને આગ લગાડવા પૂરતી મેં ગોઠવણ કરી દીધી છે. એ માટે આપ જલદી ત્યાં આવીને એક સળગતી સળી લાવીને તેના દરવાજા ઉપર ફેંકો એટલે શત્રુનો અને તેના પરિવારનો કચ્ચઘાણ નિકળી જશે.

આ સાંભળી મેઘવર્ણ પ્રસન્ન થઇને બોલ્યો. કાકાજી ! તમારી હકીકત કહો. ઘણા દીવસે તમો નજરે પડયા છો. તે બોલ્યો હે પુત્ર ! એ વાત કહેવાનો વખત નથી. કદાચીત કોઇ શત્રુનો જાસુસ મારી પુંઠે પડયો હોય તો મારો સર્વ વૃતાન્ત પાછો તેના કાને જાય અને આંધળા થયેલા છે. તોપણ તે ઘુવડો બીજે કયાંઈ ચાલ્યાં જાય. માટે જલદી કરો, એ ગુફામાંના સર્વ શત્રુઓને માર્યા પછી પાછા ફરતાં સંપૂર્ણ હકીકત હું તમને કહીશ.

આ વાત સાંભળીને તેણે પોતાના પરિવાર સહીત વનમાં બળતા જંગલમાંથી એક એક સળગતી સળી ચાંચમાં ઉપાડીને તે ગુફાના દરવાજાપર જઇને સ્થિરજીવીના કહેવા પ્રમાણે ફેંકી, ત્યારે તે સર્વે પક્ષીઓ જે દીવસના આંધળાં હતાં તે સર્વે દરવાજો બંધ હોવાથી બહાર નીકળી શકયાં નહી અને રક્તાક્ષની વાત યાદ કરવા લાગ્યાં અને ગુફાની અંદર મરી ગયાં એવી રીતે શત્રુઓનો નાશ કરીને મેઘવર્ણ પાછો પહેલાંના કીલ્લામાં તે વડ વૃક્ષ ઉપર આવીને રહ્યો અને ત્યાં પરિવાર સહીત સુખથી રહેવા લાગ્યો.

# ચોથુ તંત્ર.

## મગર અને વાંદરો.



કોઇક સમુદ્રને કીનારે એક જાંબુનું વૃક્ષ હતું તેને સદાય ફળ લાગ્યાં રહેતાં હતાં. જેના ઉપર એક રક્તમૂખ નામનો વાંદરો રહેતો હતો. એક વખત તે વૃક્ષની નીચે એક કરાળમૂખ નામનો મગર તે સમુદ્રના જળમાંથી નિકળીને કોમળ ખાખરાની નિચે બેઠો. રક્તમુખે કહ્યું કે, તમો મારા અતિથી છો અને હું આપને આ જામ્બુફળ આપું છું. તે તમો ખાઓ કહ્યું છે કે.

ગમે તો પ્રિય હોય ગમે તો અપ્રિય હોય, ગમે તો મૂર્ખ હોય કે ગમે તો પંડીત હોય પણ વિશ્વદેવની પુંજાની વખતે આવી ચડેલો અતિથી સ્વર્ગને પ્રાપ્ત કરાવવાવાળો છે

જેને ઘેરથી ભૂખ્યો અતિથી ચાલ્યો જાય છે તેના દેવતાઓ અને પિતૃઓ પણ નારાજ થઇને ચાલ્યા જાય છે.

એમ કહીને તે ઉપરથી જામ્બાં આપતો હતો અને તે મગર પણ સુખપૂર્વક તે જામ્બાં ખાઇને વાર્તા આનંદ કરીને પોતાને ઘેર પાછો જતો હતો. એવી રીતે વાંદરો અને મગર દરરોજ તે જાંબાની છાયા નિચે બેસીને અનેક શાસ્ત્રોની વાતો કરતા હતા અને પોતાને

...ાત સુખપૂર્વક ગુજારતા હતા. તે મગર ખાતાં ખાતાં વધેલાં જાંબુને પોતાને ઘેર લઇ જઇને પોતાની સ્ત્રિને આપતો હતો.

એક વખત તેણીએ પુછયું કે હે સ્વામિ ? આ અમૃત જેવાં ફળો કયાંથી લાવો છો ? ત્યારે તે બોલ્યો, હે પ્રિય સ્ત્રિ ? રક્તમુખ નામનો વાંદરો મારો પ્રેમ પ્રિય મિત્ર છે. તે પ્રેમપુર્વક આ ફળો મને દરરોજ આપે છે.

ત્યારે તેણીએ કહ્યું કે હે નાથ ? જે હંમેશાં અમૃત જેવાં ફળો ખાય છે. તેનું હૃદય પણ અમૃતના જેવુંજ હશે. એ માટે જો તમને મારા ઉપર પ્રેમ હોય તો તેનું હૃદય મને લાવી આપો. જે ખાઇને શરીર સુધારી અમૃતની સમાન ફળથી અમર થઇને સુખપૂર્વક તમારી સાથે રહું.

તે બોલ્યો-વ્હાલી પ્રિયા એમ ન કહે. કેમકે તે મારો ભાઇ થઇ ગયો છે. અને તે મારૂ પોષણ કરવાવાળો છે. એ માટે મારવા લાયક તે નથી અને આવા ફોકટના આગ્રહને તમો છોડી દ્યો.

મગરી બોલી, તમોએ કદી પણ મારૂ વચન ખાલી ઉથાપ્યું નથી અને આ શું ? એ વાંદરો કોણ છે ? એની સાથે કેવો પ્રેમ ? સર્વ પ્રકારની અભીલાષા મારી પૂર્ણ કરો નહી તો આવુ પીવું છોડી દઇને હું મારો પ્રાણ ત્યાગ કરીશ. એ નક્કી કહું છું.

તેની આવી હઠ સાંભળીને ચીંતાથી વ્યાકુળ થયેલો તે મગર ધીરે ધીરે તે વાંદરાની પાસે ગયો. વાંદરો પણ પોતાના મિત્રને ઉદાસીન જોઇને કહેવા લાગ્યો મિત્ર ? આજ કેમ મોડા આવ્યા. ખુશમીજાજમાં કેમ વાત કરતા નથી સારી ગમ્મતની વાતો પણ કરતા નથી ત્યારે તે બોલ્યો. મિત્ર ! તહમારી ભાભીએ મને ઘણુંજ ખરાબ વચન કહ્યું

કે હે કૃતઘ્ની તમે મને તમારૂં મ્હોં ન બતાવશો. તમે સદાય મિત્રોને ત્યાં પેટ ભરી ખાઓ છો તેનો ઉપકાર ઘેર લાવીને તેઓની કશી પણ આગતાસ્વાગતા નથી, માટે તમારે સારૂ આ તમે પાપ સિવાય કાંઇપણ યોગ્ય કરતા નથી. માટે તમો મારા દીયરને ઉપકારનો બદલો તેમને ઘેર બોલાવીને વાળો. નહી તો તમારૂ મેં મને બતાવવું નહી. એના એમ કહેવાથી હું તમારી પાસે આવ્યો છું માટે તમારી બાબતમાં આટલો કજીઓ થતાં આટલું મોડું થયું. માટે મારે ઘેર ચાલો ત્યાં તમારી ભાભી ઘણીજ આતુર છે.

વાંદરો બોલ્યો, મિત્ર મારી ભાભીએ ઠીક કહ્યું છે પણ હું વગડામાં રહેવાવાળો છું અને તમારૂ પાણીની અંદર ઘર છે ત્યાં હું કેવી રીતે આવી શકું ? માટે મારી ભાભીને અહીં લઇ આવો કે જેને હું પ્રણામ કરીને આશીર્વાદ આપું.

તે બોલ્યો, મિત્ર ? સમુદ્રને કીનારે એક સુંદર ટેકરી ઉપર મારૂ ઘર છે. માટે મારી પીઠપર બેસો અને સુખપૂર્વક ભય ન રાખતાં હું તમને પેલે કીનારે લઇ જાઉ.

એ સાંભળીને વાંદરો આનંદ સહીત બોલ્યો, ભાઇ જો એમ છે તો મોડુ શા માટે કરો છો ? જલદી કરો હું તમારી પીઠપર બેસુ છું.

એવું કહીને પછી તે વાંદરો મગરની પીઠપર બેઠો અને ઘણુંજ ઉંડા જળ ઉપર થઇને જતાં ભયથી તે વાંદરો બોલ્યો. ભાઈ, ધીરે ધીરે ચાલો. પાણીના મોજાંથી મારૂ શરીર કંપે છે.

આ સાંભળીને મગરે વિચાર કર્યો. આ ઉંડા પાણી ઉપર આવવાથી હવે તે મારા કબજામાં છે. હવે મારી પીઠ છોડીને તે એક તલ માત્ર પણ આગળ ચાલી શકે એમ નથી, માટે હું તેને

મારૂ કારણ કહી સંભળાવું કે તે તેના ઇષ્ટદેવનું સ્મરણ કરે. તે મશ્કરાઇ જઇને બોલ્યો. ભાઇ સ્ત્રિના કહેવાથી તમને મારી નાખવાને માટે અહીં લાવવામાં આવ્યા છો. માટે તમે તમારા ઇષ્ટદેવનું સ્મરણ કરો.

તે બોલ્યો. ભાઇ ? મેં તમારૂ શું ખરાબ કર્યું કે મને મારી નાખવાને માટે અહીં લાવ્યા છો. મગર બોલ્યો;-તમને ખાવાની ઇચ્છા તેને થઇ છે એ માટે મેં આ કામ કર્યું છે.

ત્યારે તે વાંદરો ગુસ્સે થઇને બોલ્યો. મિત્ર ! જો એમ છે તો તમો એમને પહેલાંથી કેમ નહી કહ્યું ? કારણ કે હું મારા હૃદયને જાબુના થડમાં સંતાડીને હંમેશાં મુકી રાખું છું ને જો તે હૃદય અહીં લાવ્યો હોત તો ભાભીને તે આપી દેત. તમે મને હૃદય વગર કેમ અહીં લાવ્યા છો ?

આ સાંભળીને મગર આનંદની સાથે બોલ્યો. જો મિત્ર એમ છે તો મને તે હૃદય આપો. જેથી તે દુષ્ટ સ્ત્રિ તેને ખાઇને સંતોષી થાય હું તમને પાછા તે જાંબુના ઝાડની પાસે લઇ જાઉં ?

એમ કહીને તે જાંબુ વૃક્ષની પાસે લાવ્યો વાંદરો પણ કીનારે આવેલો છું એમ જાણી તે ઉછળી પડીને ડાળી ઉપર ચડી ગયો અને વિચાર કરવા લાગ્યો. પરમાત્મા અને ગુરૂની કૃપાથી મેં મારો જીવ બચાવ્યો, આજ મારો પુનર્જન્મ થયો.

એ પછી વિનંતી કરતાં મગરે વાંદરાને કહ્યું;-ભાઇ ? મને હૃદય આપો, કે જેના ખાવાથી તમારી ભાભી સંતોષ પામે.

હસતાં અને ધમકાવતાં તે વાંદરો બોલ્યો. ધીક્કાર છે મૂર્ખ ? વિશ્વાસઘાતક ? શું કોઇને બે હૃદય હોય છે ? નફ્ટ જલદી તું આ જાંબ્માના ઝાડની નિચેથી ચાલ્યો જા. અહીં કદી આવતો નહીં.

એ સાંભળીને મગર શરમાઇ જઇને વિચાર કરવા લાગ્યો. કે મેં મૂર્ખાએ કેમ મારો વિચાર તેને જણાવ્યો. માટે બીજીવાર કોઇ પણ પ્રકારે તે મારા ઉપર વિશ્વાસ કરે, એ માટે વિશ્વાસ પેદા કરવાનો પ્રયત્ન કરવો જોઇયે.

તે બોલ્યો;—મિત્ર ! મશ્કરીથી મેં તમારો વિચાર જાણી લીધો. એ તો તેને તમારા હૃદયની કંઇપણ જરૂર નહોતી. તમો મારે ઘેર ચાલો, તમારી ભાભી તમને મળવાને ઘણીજ આતુર છે.

વાંદરો બોલ્યો;—હે દુષ્ટ જા. હું કદી પણ આવવાનો નથી, કહ્યું છે કે;—

ભૂખ્યા લોકો શું પાપ નથી કરતા ? દુર્બળ મનુષ્ય નિર્દય થાય છે. મિત્ર ! પ્રિયદર્શનને જઇને કહો કે-ગંગદત્ત હવે બીજીવાર કુવામાં આવશેજ નહીં. ॥ ૩ ॥

મગર બોલ્યો—એ કેમ બન્યું ? ત્યારે તે બોલ્યો.

## ગંગદત્તની વાર્તા.



ઇ કૂવામાં ગંગદત્ત નામનો દેડકાઓનો રાજા રહેતો હતો. એક વખત પદ્દિહારો (નાનાં નાનાં સાપ જેવાં જનાવરો)એ તેને ઘણુંજ દુઃખ આપ્યું. તેથી તે બહાર નિકળ્યો અને વિચાર કર્યો. કે આ દુશ્મનોનો નાશ કવી રીતે કરૂં ?

એ પ્રકારે વિચાર કરતાં તેણે દરમાં પેસતાં એક સાપને જોયો. તેને જોઇને તેણે વિચાર કર્યો, કે આ સાપને કુવામાં લઇ જઇને બધા દુશ્મનોનો નાશ કરૂં.

એમ વિચાર કરતાં સાપના બોડના દરવાજાપર જઇને ઘાંટો પાડી બોલ્યો હે પ્રિયદર્શન ? આવો. આ સાંભળતાં સાપે દરમાં રહીને વિચાર કર્યો કે આ જે જાનવર મને બોલાવે છે તે મારી જાતનુ નથી. કેમકે આ કાંઇ સાપનો બોલવાનો અવાજ નથી. તેમજ બીજા કોઇ પણ મૃત્યુલોકમાં મારે બેઠક પણ નથી. એ માટે હું અહીં ઘરમાં બેઠો બેઠો જાણી લઉ કે તે કોણ છે ? કહ્યું છે કે—

જેનો સ્વભાવ, કુળ, ઠેકાણું ન જાણતા હોઇયે તેની સાથે બેઠક ન રાખવી. એમ બ્રહસ્પતિએ કહ્યું છે ॥ ૪ ॥

કદાચ કોઇ મંત્ર જાણવાવાળો મને બંધનમાં નાખે અથવા તો કોઇ પુરૂષ વૈરભાવથી બોલતો હોય. એમ સમજી તે બોલ્યો; આપ કોણ છો ?

ત્યારે જવાબ મળ્યો. હું દેડકાઓનો રાજા ગંગદત્ત તમારી જોડે મીત્રતાને માટે આવ્યો છું.

એ સાંભળી સાપ બોલ્યો, એ વિશ્વાસ કરવા લાયક વાત નથી કારણકે ઘાસ અને અગ્નિને કદી સબંધ ન હોયજ. કહ્યું છે કે—

જે ઠેકાણે આપણને મરણ ભય છે ત્યાં સ્વપ્નમાં પણ કદી ન જવું જોઇયે. અને મને મળવાને માટે કેમ કહો છો ? ॥ ૫ ॥

ગંગદત્ત બોલ્યો. એ વાત સત્ય છે. તમે મારા સહેજ વેરી છો. પરંતુ મારો તિરસ્કાર થયેલો છે. અને હું તમારી પાસે આવ્યો છું. કહ્યું છે કે—

જ્યાં બંધુઓ ખરાબ થતુ હોય. અને જીવનો પણ ભય હોય. એવા શત્રુને પ્રણામ કરીને પણ પ્રાણ અને ધનની રક્ષા કરવી ॥૬॥

સાપ બોલ્યો કહો તમારો કોણે તિરસ્કાર કર્યો. ત્યારે તે

બોલ્યો; પટ્ટીદારોએ તે બોલ્યો–તમારૂં ઠેકાણું વાવ, કુવો, તળાવ કે ઝરામાં છે ? તેણે કહ્યું;–પત્થરવાળા બાંધેલા કુવામાં સાપે કહ્યું, મારે પગ નથી તેથી હું ત્યાં કેવી રીતે આવું ? માટે હું ત્યાં આવી શકીશ નહિ. જ્યાં મારે માટે દર પણ નથી ત્યાં આવીને રહું ક્યાં ? અને તમારા દુશ્મનોને મારૂં ? માટે તમો પાછા જાઓ.

ગંગદત્ત બોલ્યો–તમે તમારે ચાલોને ? હું સહેલાઇથી તમને ત્યાં લઇ જાઉં કુવાના વચમાં એક સુંદર તમારે રહેવા લાયક ઘર છે; ત્યાં બેસીને આનંદથી પટ્ટીદારોને મારી શકશો. આ સાંભળીને સાપે વિચાર કર્યો. હું વૃદ્ધ છું. મુશ્કેલીથી ભક્ષ મેળવું છું માટે આ સહેલાઇથી મારૂ જીવન પુરૂ થાય એવો ઉપાય જણાય છે, માટે ત્યાં જઇને દેડકાઓનો ભક્ષ પણ કરીશ.

આ પ્રમાણે વિચાર કરતાં તે બોલ્યો. હે ગંગદત્ત ? એમ છે તો તમો મારી આગળ ચાલો અને હું તમારી પાછળ પાછળ આવું છું. ગંગદત્ત બોલ્યો, મિત્ર પ્રિયદર્શન ? હું તમને ઘણીજ સહેલાઇથી ત્યાં લઇ ચાલું. પણ મારા કુટુંબીઓને ખાશો નહી, જેઓને હું બતાવું તેમનેજ તમારે ખાઇ જવાં.

સાપ બોલ્યો, આ વખતે તમે મારા મિત્ર છો. એ માટે તમારે ડરવું નહીં તમારૂં કહેવું કુટુંબીઓના રક્ષણને યોગ્ય છે એમ કહીને દરમાંથી બહાર નીકળીને ગંગદત્તને મળી ભેટીને તે તેની સાથે નિકળ્યો.

કુવામાં જઇને ઘણાજ સહેલા માર્ગમાં થઇને તે સાપને સ્થાને લાવ્યો અને ગંગદત્તે પોતાના દુશ્મનોને બતાવી દીધા. એટલે તે સાપે ધીરે ધીરે ખાવા માંડયા.

પછી એકલા દેડકાઓ ત્યાં રહેલા તે જોઇને સાપ બોલ્યો.

મીત્ર ? તમારા દુશ્મનોને મેં મારી નાખ્યા, હવે મને કાંઇ બીજી ચીજ ખાવા લાયક હોય તો બતાવો. કારણકે તમો મને અહી લાવ્યા છો.

ગંગદત્ત બોલ્યો, મિત્ર ? તમોએ એક મિત્ર તરીકે ફરજ બજાવી હવે તમો અહીંથી ચાલ્યા જાઓ.

સાપ બોલ્યો, ગંગદત્ત ! તમોએ ઠીક ન કર્યું;–હવે હુ ત્યાં કેવી રીતે જાઉ ? મારા દરમાં બીજાએ વાસ કર્યો હશે; માટે અહીં બેઠા બેઠા તમે મને દરરોજ એક એક દેડકો આપો. નહી તો હું તમો સર્વેને ખાઇ જઇશ.

આ સાંભળી ગંગદત્ત ઘણોજ ગભરાઇ ગયો અને વિચાર કર્યો હવે જો તેને રોકવામાં આવે તો તે સર્વેને ખાઇ જાય માટે આ કામ ઠીક થતું નથી, કહ્યું છે કે;—

જે પોત્તાનાથી અધીક બળવાન હોય એવાને મિત્ર બનાવે છે. તે જરૂર ઝેર ખાવા બરાબર કામ કરે છે ॥ ૭ ॥

માટે તેને દરરોજ એક દેડકો આપવો એમ વિચાર કરીને દરરોજ તેને એક એક દેડકો આપતો હતો અને સાપ તેને ખાઇ જતો હતો, એક દીવસે તેણે બીજાઓને મારી ખાધા તેમાં ગંગદત્તના દીકરા યમુનાદત્તને પણ મારી ખાધો. તેણે પોતાના દીકરાને મારી ખાધો છે એવું જાણીને ગંગદત્ત ઉંચી ડોક કરીને વિલાપ કરવા લાગ્યો. અને પોતાને ધીક્કારવા લાગ્યો કોઇ પ્રકારે પણ ચૂપ ન રહ્યો. ત્યારે તેની સ્ત્રીએ કહ્યું;—

એ પોતાના કુળનો નાશ કરવાવાળા, એ દુરાકૃંદ, તુ રૂએ છે કેમ ? પોતાના કુળનો નાશ થયા પછી આપણને બચાવનાર કોણ છે.

માટે આજથી તેને કાઢવાનો અથવા તો તેને મારી નાખવાનો ઉપાય શોધો.

એ રીતે તે સાપ સર્વે દેડકાઓને ખાઇ ગયો. અને ફક્ત એકલો ગંગદત્ત રહ્યો એ પછી સાપ બોલ્યો એ ગંગદત્ત? હું ભૂખ્યો છું. મને કાંઇ ખાવાનુ આપો. કેમકે તમો મને અહીં લાવ્યા છો.

ત્યારે તે બોલ્યો; મિત્ર? હું જયાં સુધી જીવતો છું ત્યાં સુધી તમારે એ વાતની જરા પણ ચિંતા કરવી ન જોઇએ. હવે જો તમો મને કહો તો બીજા કુવામાં જઇને ત્યાંના દેડકાઓને ફોસલાવીને અહીં લાવું. ત્યારે તે બોલ્યો, તમો મારા ભાઇ છો તે કારણથી હું તમને ખાઇ શકતો નથી. અને ખુશીથી જાઓ. જતાં જતાં ગંગદત્ત બોલ્યો. ભૂખ્યો આદમી શું પાપ કરતો નથી! હવે હું ત્યાં કદી નહી જાઉં. વાંદરો બોલ્યો—એ દુષ્ટ જલચર? હું કદી પણ તારી સાથે તારે ઘેર નહી આવું? આ સાંભળી મગરે કહ્યું—એ મિત્ર? તે વાત યોગ્ય નથી. મારા જે કંઇ દોષો હોય તે માફ કરીને તમો મારે ઘેર ચાલો નહિ તો હુ ઉપવાસો કરીને મારો પ્રાણ છોડી દઇશ. એ સાંભળી ઝાડ ઉપરનો વાંદરો બોલ્યો મુર્ખ તું ઘડીઘડી એમ કહે છે? હું તારો વિચાર જાણી ગયો છું. તું મગર સ્ત્રીના વશમાં છે. તેના કહેવાથી તેં મને મારવાનો પ્રયત્ન આદર્યો છે પણ તું તારી બુદ્ધિમાંજ સપડાઇ ગયો એ યોગ્યજ છે. ઇશ્વરે મને બચાવ્યો.

સારી રીતે રક્ષિત થયેલો પોતાના શરીરને વાઘના ચામડામાં છુપાવેલો ગધેડો એક બોલ માત્રથી માર્યો ગયો. ॥૯॥

મગર બોલ્યો—એ કેમ બન્યું? એ પછી વાંદરો બોલ્યો કે, સાંભળો—

# વાઘના ચામડામાં છુપાયલો ગધેડો.



કોઇ નગરમા શુદ્ધપટ નામનો ધોબી રહેતો હતો. તેની પાસે એક ગધેડો હતો. ઘાસની તંગીને લીધે તે ઘણોજ કમજોર થઇ ગયો હતો. તેથી ધોબીએ ફરતાં ફરતાં એક મરી ગયેલા વાઘને જોયો. અને વિચાર કર્યો કે ઘણુંજ સારૂં થયું હવે આ વાઘના ચામડાંમાં છુપાવીને ( ચામડું પહેરાવીને ) તે ગધેડાને રાત્રે અનાજના ખેતરોમાં છોડી દઉં તેને વાઘ સમજીને ખેતરના રક્ષકો મારશે નહિ.

એમ તે ગધેડાને મરી ગયલા વાઘનું ચામડું ઓઢાડીને ઇચ્છાપૂર્વક તેને છૂટો મુકી દીધો. રાત્રે તેને છૂટો મૂકતો અને સવારમાં તેને પોતાને ઘેર પાછો લાવતો. એવી રીતે કુદરતે તે ગધેડો બળવાન થઇ ગયો. અને મુશ્કીલથી તે હાથમાં આવતો. એક દિવસ તે મદોન્મત ગધેડાએ દુરથી ગધેડાઓને ભોંકતાં સાંભળ્યાં. એ સાંભળીને તે પોતે પણ ભોંકવા લાગ્યો. આ સાંભળીને ખેતરના રક્ષકોએ વાઘના ચામડામાં છુપાયલા ગધેડાને લાકડીઓનો સખત માર માર્યો કે જેથી તે મરી ગયો. એવી રીતે હું કહું છું કે સારી રીતે રક્ષિત–વિગેરે.

એમ જ્યારે તે વાંદરો અને મગર વાત કરી રહ્યા હતા ત્યારે બીજા મગરે આવીને કહ્યું કે હે મગર ! તમારી સ્ત્રિ અપવાસ કરતાં કરતાં તમારામાં પ્રેમ મૂકીને મરી ગઇ.

ઉપર પ્રમાણે વજ્ર સમાન વચનો સાંભળીને ગભરાતો રોતો તે મગર કહેવા લાગ્યો. અરે મને અભાગીને આ શું થયું ? કહ્યું છે કે–

જેના ઘરમાં માતા અગર એક મધુર ભાષિણિ સ્ત્રી નથી તેણે વનમાં ચાલ્યા જવું જોઇયે. અને તેને માટે તો વન અને ઘર બધુ બરાબર જ છે. ॥ ૧૦ ॥

એમ વિચાર કરતાં તેણે વાંદરાને ફરીથી પૂછ્યું કે એ મિત્ર ! મારા કમભાગ્યની વાત સાંભળો કે આ વખતે મારૂ ઘર એક મોટા મગરે લઇ લીધુ છે. હું તમને પૂછું છું કે હવે કેમ કરવું !

ભલુ ઇચ્છવાવાળા અને ઉપદેશ આપવાવાળા માણુસોને આલોક અને પરલોકમાં દુઃખ નથીજ. ॥ ૧૧ ॥

માટે મારા કૃતઘ્નાના ઉપર કૃપા કરીને ઉપદેશ આપવાવાળાની સાથે જે ભલમનસાઇથી વરતે છે તે શું વધારે કરે છે ? જે અપકાર કરવા વાળાની સાથે ઉપકારથી વરતે છે તે સારો માણુસ કહેવાય છે. ॥૧૨॥

આ સાંભળીને વાંદરો બોલ્યો મિત્ર ? જો એમ છે તો ત્યાં જઇને તેની સાથે યુદ્ધ કરો. કહ્યું છે કે—

યુદ્ધમાં મરીએ તો સ્વર્ગ મળે છે. જીતશો તો ઘર અને આબરૂ મળશે. તમારા યુદ્ધ કરવાથી એ બે ગુણમાં સારી રીતે વધારો થશે. ૧૩

એ મગર તે પ્રમાણે સલાહ લઇને મરવાનો વિચાર કરીને પોતાને ઘેર ગયો. પોતાના ઘરમાં કહ્યા વગર દાખલ થયેલા મગરની સાથે તેણે યુદ્ધ કર્યું અને ધીરજ તથા બળ વાપરીને તેને મારી નાખ્યો. એ પછી પોતાનું ઘર મળયા પછી સુખથી ઘણા દિવસ રહેવા લાગ્યો. અને આનંદ કર્યો.

# પાંચમું તંત્ર.

## વગર વિચાર્યું કામ કરવાવાળો.



ક્ષિણ દેશમાં પટણા નામનું એક મોટું નગર હતું. ત્યાં મણીભદ્ર નામનો વાણીયો વેપારી રહેતો હતો. તેને ધર્મકર્મ કરતાં પણ વિધિના લેખ પ્રમાણે સર્વ ધનનો નાશ થયો. એમ બેઇજત થવાથી ભય નો માર્યો તે બહુજ શોક કરવા લાગ્યો. રાત્રે સુતાં સુતાં તેણે વિચાર કર્યો કે આ દરિદ્રતાને ધિક્કાર છે કહ્યું છે કેઃ—

દરીદ્ર માણુસમાં શીળ, શુદ્ધતા, ક્ષમા, ડહાપણ, મધુરતા, અને કુલીનતા નથી હોતી. જ્યારે માણુસ દરિદ્ર હોય છે ત્યારે માન, અહંકાર, વિદ્યા, વિભ્રમ, અને સદ્‌બુદ્ધિનો થોડે થોડે નાશ થઇ જાય છે. ॥ ૨ ॥

દરિદ્રીનુ ઘર તારા વગરના આકાશ. અને સુકા તળાવની બરાબર છે. સ્મશાનની પેઠે ભયંકર જણાય છે. અને પહેલાં સુંદર હતું. તોપણ તે ખરાબ માલુમ પડે છે. ॥ ૩ ॥

પરમાત્માએ સન્યાસીના રૂપમાં તેને સ્વપ્નમા દર્શન આપીને કહ્યું કે અરે શેઠ ? તમે ઉદાસ કેમ છો ? ઉદાશ ન રહો. હું પરમાત્મા (ભગવાન) તમો ભક્તો (ગરીબો)ને આધીન છું સવારમાં આ રૂપમાં અહીં આવીશ તમોએ મારા પર રીસ કરીને લાકડીથી મને

મારવો. કે તરતજ હું મારો દેહ સોનાના રૂપમાં ત્યાં નાખીને ચાલ્યો જઇશ. એટલે તમારૂ દરિદ્ર ફીટી જશે.

સવારમાં ઉઠતાંજ તે વાણીયો સ્વપ્નાવસ્થાની વાત યાદ કરતો. મોટી ચીંતામાં પડી ગયો. તેને એમ ખબર નહોતી કે સ્વપ્ન સાચુ હશે કે જુઠું. વળી વિચાર થયો કે એ સવ વાત જુઠી છે. કારણકે હું પૈસાનોજ વિચાર કર્યા કરૂ છું કહ્યું છે કેઃ—

રોગથી પીડા પામેલો, શોકયુક્ત, ચિન્તાગ્રસ્ત મનવાળો, અને ખોટા વિચાર કરવાવાળો, અને અભીમાનીનાં જોએલાં સ્વપ્ન વ્યર્થ જાય છે ॥ ૪ ॥

હવે તેની સ્ત્રીના નખ ઉતારવાને માટે કોઇ, હજામ આવ્યો. એટલામાંજ ત્યાં એક સન્યાસી (ભગવાન) પણ આવી ચઢયો. તેને જોઇને વાણીયાને ગઈ કાલના સ્વપ્નાવસ્થાની વાત યાદ આવી અને તે સન્યાસીને જોરથી લાકડી મારી. કે તરતજ જીવ જતો રહ્યો અને મનુષ્યદેહ તે સોનાની થઇને પૃથ્વિ ઉપર પટકાઇ પડી.

તે વાણીયાએ તેને ઘરમાં સંતાડીને પેલા હજામને કોઇને ખબર ન પડે તે સારૂ. બક્ષીસ આપીને સંતુષ્ટ કર્યો. અને કહ્યું કે ભાઇ? આ વાત કોઇને કહેશો નહિ. એ પછી હજામ ઘેર આવ્યો. અને વિચાર કરવા લાગ્યો કે બોડા માથા ઉપર લાકડી મારવાથી આખુ શરીર સોનાનું થઇ જાય છે. તો હું સવારમાં જેનું માથુ બોડુ જોઉ. તેને માથામાં ડંડા મારૂં કે જેથી ઘણું સોનું ઉત્પન્ન થાય. એ વિચાર કરતાં કરતાં ઘણી મુશ્કેલીથી તેણે તે રાત કાઢી.

સવારમાં ઉઠીને તે હજામ સંન્યાસીઓના મઠમાં ગયો અને ભગવાનની મુર્તિની તેમજ ગુરૂદેવની ત્રણ વખત પ્રદક્ષિણા કરી. ત્યારે

એક સંન્યાસીને તેણે જનોઇ ધારણ કરતાં અને મોઢા ઉપર વસ્ત્ર રાખીને જોરથી નિચે પ્રમાણે બોલતાં સાંભળ્યો કે—

એ જીભ જીભ છે કે જે પરમાત્માની સ્તુતિ કરે છે. એ મિત્ર મિત્ર છે કે પરમાત્મામાં અનુરક્ત છે એ હાથ હાથ છે કે જે ભગવાનની પુજા સેવામાં કામ લાગે છે ॥ ૫ ॥

હવે તે હજામ સંન્યાસીની પાસે ગયો. અને પૃથ્વિ ઉપર લોટીને પ્રણામ કરતાં કહેવા લાગ્યો. કે ભગવાન્ આપ આજે સર્વે સન્યાસીઓ સહિત મારે ઘેર ભોજન કરવા પધારો.

તે બોલ્યો કે હે ભક્ત? તું ધર્મજ્ઞ છે તો એમ શું કહે છે! અમો બ્રાહ્મણ છીએ. અને વળી સંન્યાસી છીએ અમે તો ફક્ત એકવાર કહેવાથીજ ભક્તને ઘેર જઇ ઉભા રહીએ છીએ. તેના ઘણા કાલાવાલા હોય છતાં પણ હમારી ખુશીમાં હોય તો હમો જઇયે પણ હમણાં તમો ઘેર જાઓ મોડા બનશે તો આવીશું.

એ પછી હજામ પોતાને ઘેર પાછો ફર્યો. ઘેર જઇને એક જાડી લાકડી દરવાજાના ખુણામાં ઉભી કરી ને પાછો ત્રાજે પહોરે મઠમા ગયો. અને ઘણીજ પ્રાર્થના કરી સન્યાસીઓને પ્રસન્ન કર્યા અને પોતાને ઘેર લઇ આવ્યો અને તેઓને પોતાના ઘરની અંદર લઇ જઇને બેસાડયા. અને ધીમેથી ઘરનું દ્વારબંધ કરી દીધું. અને લાકડીથી તેઓનાં માથાં ફોડી નાખ્યાં. માર ખાતાં ખાતાં કોઈ મરી ગયા. અને કેટલાકનાં માથાં ઢીલા થઇ ગયાં, અને કેટલાક રડારોળ કરવા લાગ્યા.

આ રડવાનો અવાજ સાંભળીને શહેરના કોટવાળે સિપાઇઓને કહ્યું કે આ શાની બુમ છે. "શહેરમાં જાઓ અને તપાસ કરો"

તેઓ સર્વે દરોગાજીની આજ્ઞા અનુસાર તેમના નાયકને લઇને તે હજામને ઘેર ગયા. તો તેઓએ લોહીથી તરબોળ થયલા બોડાંમાથાં વાળા લંગોટીઆઓને નાસતાં તથા ગભરાયલાઓની હકીકત સાંભળી લઇને તરતજ પેલા હજામને પકડી લીધો.

મરતાં મરતાં બચી ગયલાઓને પણ સાક્ષીમાં ઉભા કરી દીધા. ત્યારે ન્યાયમુર્તિએ પેલા હજામને પૂછયું કે તું આવો ફાંકડો દેખાય છે અને તે આ શું પાપ કમ કર્યું ? તે બોલ્યો. મહારાજ શું કરૂં ? મેં મણીભદ્ર શેઠને ઘેર બોડા માથા પર સન્યાસીને લાકડી મારવાથી તેની દેહ સોનાની થઇ જાય છે એવું નજરે જોયું તેથી આ કામ કર્યું.

એ પછી મણીભદ્રને કોરટમાં હાજર કરવામાં આવ્યો. અને માજીસ્ટ્રેટ સાહેબે તેને પૂછયું. કે શું તેં કોઇ સંન્યાસીને મારી નાખ્યો છે ? ત્યારે તેણે પેલાં સ્વપ્નાવસ્થામાં બનેલી સર્વ વાત કહી. એ પછી હુકમ થયો કે.

આ વગર વિચાર્યું કામ કરવાવાળા હજામને ફાંસીએ ચઢાવી મારી નાખવો જોઇએ. એ પછી છેવટે કહ્યું કેઃ—

જે વાત સારી રીતે જોવામાં આવી ન હોય જે વાત જાણુતા ન હોઇયે જે વાત આપણી પારક્ષા બહાર હોય એ વાત છંછેડવી નહી, નહી તો હજામની પેઠે વગર વિચારે કરવામાં આવે છે ॥૬॥ એમ પણ કહ્યું છે કેઃ-

વગર વિચાર્યું કદી ન કરવું. સારી રીતે વિચાર કરીને કામ કરવું. નહિતો પસ્તાવું પડે છે. ॥૭॥

મણીભદ્ર બોલ્યો—મહારાજ એ કેમ બન્યું—ત્યારે ન્યાયમુર્ત્તિ બોલ્યા.

# ચન્દ્ર રાજા.




ઇ નગરમાં ચંદ્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. તેનો કુમાર વાંદરાઓની સાથે રમવામાં પ્રેમી હતો. ને વાંદરાઓના ઝુંડને ઘણી ઘણી ચીજો ખવડાવીને પુષ્ટ કરતો હતો. તે રાજગૃહમાં કુમારને બેસવાને લાયક એક ઘેટાઓનું જુથ હતું. તેમાંનો એક ઘેટો જીભની લાલચથી રસોડામાં ઘુસી જઇને જે ચીજ તેના જોવામાં આવતી તે ખાતો હતો. અને રસોયો લાકડી, માટીનું ઢેફું, કાંસા ત્રાંબાનું વાસણ અને સળગતું બળતણ વિગેરે જે તેના સામે જોવામાં આવતું. તે તેને છૂટે હાથે મારતો હતો.

વાંદરાઓના સરદારે આ હકીકત જોઇ, અને વિચાર કર્યો કે આ ઘેટા અને રસોયાની જો આ લડાઇ પુર જોસમાં જાગી તો, હમારા વાંદરાઓનો નાશ થશે. કેમકે તે ઘેટો જીભનો સ્વાદીયો છે, ને રસોયો મહા ક્રોધી છે, કે જે નજીકમાં ચીજ તેના જોવામાં આવે છે તે તેને મારે છે. હવે જો બીજી ચીજ ન મારતાં, વખતે તેને સળગતી ચીજ મારશે તો સળગતા અંગવાળો ઘેટો સામેના ઘોડાઓના તબેલામાં ઘુસી જશે. અને ત્યાંનું ઘાસ સળગી ઉઠવાથી ઘોડાશાળા પણ સળગી ઉઠશે, અને સર્વે ઘોડાઓ સળગી જશે.

વૈદરાજ ધન્વંતરીએ કહ્યું છે કે, ઘોડાઓ આગમાં સળગી ઉઠેલા હોય અને તેમને આગનો ઘાવ રૂઝાવવાને માટે વાંદરાનું

હાડકું ઘસીને ચોપડવું. કે જેથી ઘા રૂઝાઇ જાય છે, અને જો તેમ બન્યું તો નિશ્ચય હમારો પણ નાશ સમજવો.

એવો વિચાર કરીને સર્વે વાંદરાઓને બોલાવીને એકાંતમાં કહ્યું કે હે ભાઇઓ તમે સાવધાન રહો અને મારી વાત સાંભળો કે, ઘેટાને રસોયાની સાથે ઝગડો છે, માટે અવશ્ય આપણી વાંદર જાતીનો પણ નાશ થાય. ॥૮॥

એ માટે જે ઘરમાં કારણ વગર કજીયો હોય અને તે ઘરમાંથી જીંદગીને બચાવવી હોય તો અવશ્ય તે ઘરનો ત્યાગ કરવો જોઇએ. ॥૯॥

મહેલ ભેદથી, મિત્રતા ખોટાં વચનથી, રાજ્ય દુષ્ટ રાજાઓથી અને માણસની કીર્તિ ખોટાં કામોથી નાશ થાય છે. એ માટે સર્વનો નાશ થતા પહેલાં—આ રાજ મંદીર છોડીને વનમાં ચાલો.

એ અવિશ્વાસપૂર્વક વાત સાંભળીને મદોન્મત વાંદરો હસતાં હસતાં બોલ્યો કે, ઘડપણના કારણથી આપની બુદ્ધિ ખરાબ થઇ ગઇ છે, એ માટે મારી વાત સાંભળો કે;—

આપણ સ્વર્ગ સમાન આ ભુવન છોડીને અને આ રાજકુમારના હાથે આપેલા નાના પ્રકારના અમૃત સમાન ખાદ્ય પદાર્થો છોડીને જંગલનાં સ્વાદ વગરનાં ફળો કેમ ખાઇશું ?

આ સાંભળી આંખમાં આંસુ ભરતાં તે બોલ્યો કે.-હે મૂર્ખાઓ તમે એ સુખનું પરિણામ જાણતા નથી. શું. સરસ પકવાન પણ છેવટે વિષ બરાબર થઇ જતાં નથી ? એ માટે હું તમારા કુળનો નાશ જોવા ઇચ્છતો નથી. હમણાજ વનમાં જઇશ. કહ્યું છે કે;—

" તેનેજ ધન્ય છે કે જે પોતાના મિત્રને દુઃખમાં પડેલો જોઇને તેના ઘરનો. દેશનો, અને કુળનો નાશ જોવા ઇચ્છતો નથી "

એમ કહીને તે સર્વેને છોડીને એ વાંદરાઓનો મંત્રી વનમાં ચાલ્યો ગયો.એ પછી એક દીવસે ઘોડાળ સળગી ઉઠી અને ઘણા ઘોડાઓ પણ સળગી ઉઠયા. તેમને દવાને માટે દરબારમાંનાં સર્વે વાંદરાઓને મારી નાંખવામાં આવ્યા. આ વાત વાંદરોના મંત્રીની જાણમાં આવ્યાથી પોતાના પરિવારનો નાશ કરનાર રાજાનું વેર લેવાને પ્રયત્ન યોજ્યો અને તે વાંદરો એક માળા લાવ્યો તે જોઇ રાજાએ પૂછયું કે કાકાજી ? આ માળા કયાંથી લાવ્યા ? કે જેનો પ્રકાશ સૂર્ય કરતાં પણ અધીક છે.

વાંદર બોલ્યો—આ વનમાં કુબેરનું બનાવેલું એક સુંદર તલાવ છે, જે ત્યાં રવિવારના બપોરની વખતે નાહ્ય છે. તે કુબેરની કૃપાથી આ રત્ન માળા પહેરેલા સહીત નીકળે છે.

આ સાંભળી રાજા બોલ્યો; જો એમ છે તો હું જાતેજ. મારા કુટુંબીઓ સહીત તે તલાવમાં સ્નાન કરવા આવું. જેથી હું આવી ઘણીએક માળાઓ મેળવી શકું. વાંદર બોલ્યો જેવી મહારાજાની ખુશી.

એ પછી રત્નમાળાના લોભથી રાજા તેની સ્ત્રી, નોકર, ચાકર સર્વે ચાલ્યા,

" સો વાળો, હજાર મેળવવાની ઇચ્છા રાખે છે. હજારવાળો લાખ, અને લખપતિ રાજ્ય મેળવવાને ચાહે છે અને રાજા સ્વર્ગને ચહાય છે. "

તલાવની પાસે જઇને તે વાંદરો રાજા પ્રત્યે બોલ્યો કે;-મહારાજ ? સવારના પહોરમાં અડધો સુર્ય નિકળતાં જે માણસ આમાં

ડુબકી મારે છે, તે આ રત્નમાળા મેળવે છે, તે માટે સર્વેએ એકજ વખતે આ જળમાં પ્રવેશ કરવો.

એ પછી સર્વેએ તે તળાવમાં પ્રવેશ કર્યો, કે તરતજ તે સર્વેને રાક્ષસ ખાઇ ગયો. તે સર્વે બહાર નીકળ્યાં નહી તેથી રાજાએ વાંદરાને પુછ્યું કે હે ભાઇ આટલી વાર થઇ પણ નોકર, ચાકર, અિ વર્ગ હજુ બહાર કેમ ન નિકળ્યાં. ?

આ સાંભળીને વાંદરાએ ઝાડ ઉપર કુદકો મારી, ચડતાં કહ્યું કે, હે દુષ્ટ રાજા ? અંદર જળમાં બેઠેલા રાક્ષસે તમારાં સર્વે માણસોને ખાઇ લીધાં. હવે મારા કુળનું વેર શાન્ત થયું. માટે તમે પાછા જાઓ. તમને રાજા જાણીને મારી નાંખવામાં આવ્યા નથી. કહ્યું છે કે:—

નુકસાનનો બદલો નુકસાનથીજ વાળવો. બદમાસીનો બદલો બદમાસીથીજ વાળવો એમાં કાંઇ પણ દોશ નથી,

તમે મ્હારા વંશનો નાશ કર્યો. તો મેં તમારા વંશનો નાશ કર્યો છે.

આ સાંભળી રાજા પોતાની બુદ્ધિનો ગેર ઉપયોગ સમજી ચિંતા કરવા લાગ્યો. અને એકલો પગે ચાલતાં પોતાના નગરમાં આવ્યો. ૧ રાજાના ચાલ્યા જવા પછી, તે રાક્ષસ સંતુષ્ટ થઇને જળમાંથી બહાર નીકળીને આનંદ સહીત બોલ્યો કે, હે ચતુર વાંદર ? તેં શત્રુને માર્યો, મિત્રતા કરી, રત્નમાળાનું રક્ષણ કર્યું, અને નાળ (ભુંગળી) થી દૂર બેઠાં પાણી પીધું. ॥૧૯॥



"ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં" શાહ સોમાભાઈ મંગળદાસે
છાપ્યું ઠે. પાંચકુવા ચાર રસ્તા—અમદાવાદ.